શ્રીવૈષ્ણવસેવામંડલ, મુંબઈ. ગ્રંથાંક ૫.

શ્રીકૃષ્ણાય નમઃ
શ્રીમદાચાર્યચરણકમલેભ્યો નમઃ

શ્રીમદ્‌વલ્લભાચાર્યજીવિરચિત

# શ્રી સુબોધિનીજી

## તામસપ્રમેયપ્રકરણ

શ્રીમદ્‌ભાગવત દશમસ્કંધ પૂર્વાર્ધ
અ૦ ૧૨ થી ૧૭.

શ્રીગુસાંઇજીકૃત ટિપ્પણીજી, શ્રીવલ્લભજીકૃત લેખ,
શ્રીપુરુષોત્તમજીકૃત પ્રકાશ, ભ.લાલુભટ્ટજીકૃત યોજના
અને ભ.નિર્ભયરામભટ્ટકૃત કારિકાર્થના આધારે

## ગુજરાતી સરળ ભાષાંતર

ભાષાન્તરકર્તાઃ નાનુલાલ એન. ગાંધી, વકીલ. રાજકોટ.
M. A. LL. B.

પ્રકાશકઃ ચુનીલાલ પરીખ.
ઑ. સે. શ્રીવૈષ્ણવસેવામંડલ,
૪૭૮, ડંકનરોડ, મુંબઈ નં. ૪.

પ્રથમાવૃત્તિ પ્રત ૫૦૦

ન્યોછાવર રૂા. ૧-૧૨-૦ પોસ્ટેજ જુદું

શ્રીમહાપ્રભુપ્રાકટ્યોત્સવ
શ્રીવલ્લભાબ્દ ૪૬૨. સં. ૧૯૯૬.

અખંડભૂમંડલ-આચાર્યવર્ય શ્રીકૃષ્ણવદનવિરહ વૈશ્વાનરાવતાર શ્રીમદ્વલ્લભાચાર્યજી
(શ્રીમહાપ્રભુજી) શ્રીસુબોધિનીજીના વ્યાખ્યાતા



**श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः । साकारब्रह्मवादैकस्थापको वेदपारगः ॥**
**मायावादनिराकर्ता सर्ववादिनिरासकृत् । भक्तिमार्गाब्जमार्तण्डः स्त्रीशूद्राद्युद्धृतिक्षमः ॥**
**श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः । तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहः ॥**
**पृथक्शरणमार्गोपदेष्टा श्रीकृष्णहार्दवित् । प्रतिक्षणनिकुंजस्थलीलारससुपूरितः ॥**

શ્રીભાગવતના ગૂઢ અર્થનો પ્રકાશ કરવામાં તત્પર એવા; બ્રહ્મ સાકાર છે, એ વાદના એક જ સ્થાપન કરનારા અને વેદના પારને પામેલા, એવા **શ્રીમદ્વલ્લભાચાર્યજી.**

માયાવાદનું ખંડન કરનારા. સર્વ વાદિઓનો પરાજય કરનારા. ભક્તિમાર્ગરૂપી કમલને વિકસાવનાર સૂર્યરૂપ. અને સ્ત્રીઓ. શૂદ્રો. વિગેરેનો ઉદ્ધાર કરવા સમર્થ, એવા **શ્રીવલ્લભાચાર્યજી.**

શ્રીભાગવતરૂપી અમૃતસમુદ્રનું મથન કરનારા, અને તેના સારભૂત 'રાસ' અને **'સ્ત્રીભાવ'**થી પૂરાયલા શ્રીઅંગવાળા **શ્રીવલ્લભાધીશ.**

વિલક્ષણ-જુદા એવા શરણમાર્ગનો ઉપદેશ કરનારા, શ્રીકૃષ્ણના હાર્દને જાણનારા. અને ક્ષણે ક્ષણે નિકુંજમાં થતી (રાસ)લીલાના રસે કરીને પરિપૂર્ણ, એવા **શ્રીમહાપ્રભુજી.**

श्रीविठ्ठलः कृपासिंधुर्भक्तवश्योऽतिसुंदरः ।
कृष्णलीलारसाविष्टः श्रीमान् वल्लभनन्दनः ॥
शरणागतभक्तानां त्राता कलिमलापहः ।
आचार्यकुलपीयूषपारावाररमापतिः ॥

**શ્રીવિઠ્ઠલનાથજીના અવતાર, શ્રીપુરુષોત્તમ સ્વરૂપ, શ્રીગુસાંઈજી.**
**શ્રીમતી ટિપ્પણીના લેખક શ્રીવિઠ્ઠલનાથજી.**



કૃપાસાગર, ભક્તવશ્ય, અતિસુંદર, કૃષ્ણલીલારસાવિષ્ટ, શ્રીમાન્, વલ્લભનંદન **શ્રીવિઠ્ઠલપ્રભુ.** શરણાગત ભક્તોના રક્ષક, કલિમલને દૂર કરનાર, આચાર્યકુલરૂપી અમૃતના સમુદ્રમાં ભરતી લાવનાર ચંદ્ર. **શ્રીગુસાંઈજી.** (શ્રીરઘુનાથજી)

આપ સેવા કરી શીખવે શ્રીહરિ, ભક્તિપક્ષ વૈભવ સુદૃઢ કીધો.
આપની લીલા તે વદન પોતે કરી, ઉચ્ચાર આનંદ તે અધિક દીધો.
વેદદધિમથ્ય નવનીત જે ભજનરસ મથિત માધુરી જીવે શ્રવણ પીધો.

*

રંગ તે રમતા દીઠડા, બલદેવ શ્રીગોવિંદ, તે પુત્રભાવે પ્રકટશે, મન ઉપન્યો આનંદ.
( શ્રીગોપાલદાસજી )

# શ્રીસુબોધિનીજી

શું વાંચવાથી શ્રીભાગવતનો ગૂઢ અર્થ સમજાય?
શ્રીહરિરાયજીએ શેના અવલોકનવિના વૃથા જન્મ કહ્યો છે?
કયા ગ્રંથમાં પુષ્ટિમાર્ગના મૂલભૂત સિદ્ધાન્તો મળે?
શું વાંચવાથી શ્રીકૃષ્ણનું માહાત્મ્ય જાણી સેવામાં પ્રેમ વધે?
બબ્બેવાર પ્રભુની આજ્ઞા ઉથાપીને પણ શ્રીવલ્લભાધીશે
નિજ સેવકોને શેનું અમુલ્ય દાન આપ્યું?
શું વાંચવાથી સાંપ્રદાયિક મતભેદો દૂર ભાગે?
રસરૂપ પ્રભુનો રસાસ્વાદ શું વાંચવાથી મળે?
વેદવૃક્ષનું ફલ શ્રીભાગવત, તેનો રસ પાનાર કોણ?
શ્રીનાથજીની લીલાઓ સમજાવતો ઉત્તમ ગ્રંથ કયો?
આ સર્વનો એક જ ઉત્તર "શ્રીસુબોધિનીજી"

વિજ્ઞપ્તિ—વૈષ્ણવોએ અવશ્ય શ્રીસુબોધિનીજીના સંપૂર્ણ પ્રકાશનમાટે એક પણ મિનિટ ગુમાવવી જોઈએ નહિ.

પ્રકાશકો.



પુસ્તકો મળવાનાં ઠેકાણાં—

૧. **ચુનીલાલ પરીખ એન્ડ કું.** મારબલ, માંગલોરી નળીઆં, સર્વે જાતની લાદીઓ તથા ટાઈલ્સના વેપારીઓ અને એજન્ટો. ૪૭૮ ડંકનરોડ, મુંબઈ નં. ૪.

૨. **ગિરધરલાલ જ. શાહ.** સાંપ્રદાયિક પુસ્તકો વિગેરે વેચનાર મોટું મંદિર, ભૂલેશ્વર, મુંબઈ.

૩. **પંડિત શ્રીગટુલાલજીની સંસ્થા.** કેથેડ્રલ સ્ટ્રીટ, ભૂલેશ્વર, મુંબઈ.

૪. **નાનુલાલ એન. ગાંધી, વકીલ.** રાજકોટ. (કાઠીઆવાડ)

૫. **પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય.** નડીઆદ.

તેમજ અન્ય બુકસેલરો પાસેથી મળશે.

Printed by Manilal Purushottam Mistry, B. A. at Aditya Mudranalaya, Raikhad: Ahmedabad, & Published by Chunilal Parikh, Hon. Secretary Shree Vaishnava Seva Mandal; 478, Duncan Road, Bombay. 3-5-1940.

# શ્લોકની અક્ષર પ્રમાણે અનુક્રમણિકા

## ( તામસપ્રમેયપ્રકરણ અ.૧૨ થી ૧૮. )



* આ પેજ નંબર શ્રીવેણુગીત અ૦ ૧૮ ના ગુજરાતી ભાષાંતર પ્રમાણે છે.

# કારિકાઓની અક્ષર પ્રમાણે અનુક્રમણિકા

## તામસપ્રમાણ પ્રકરણ અ૦ ૧૨ થી ૧૮



* અ० ૧૮ સંસ્કૃત કારિકાઓ છાપવામાં આવી નથી, ભાષાંતર પ્રમાણે પાન નં. છે.

# ક્યાં ક્યાં અને શું? અવલોકન કરશો?

## તામસપ્રમેયપ્રકરણની અનુક્રમણિકા

યશોદાજીમાં પોતાના પુત્ર ભગવાનમાં જે **ભક્તિરસ** હતો તે સ્વતંત્ર (શૃંગારના સંબંધવિનાનો) હતો. પા. ૪૧ નોટ ૩.

ધેનુકવધલીલા (૪૫ થી ૫૪). કથાશ્રવણુની મહત્તા પા.૫૫. સંધ્યા સમયે વ્રજમાં પધારવું (૫૬). દશ રસ ઉત્પન્ન કરે તેવું સ્વરૂપ વિવેચન. પા.૫૮.

જેઓ માત્ર રસ ઉપર જ રહેનારા હોય તેઓ જ (ભકિત) રસને જાણે છે. મુકુંદના મુખારવિંદના મધુનું પાન કરતી વ્રજની સ્ત્રિયો. પા.૬૦.

બ્રહ્મા વિગેરે દેવો અને શ્રુતિઓ, એમ જણાવે છે કે સર્વ વેદોમાં જે **પરમાનંદ** કહેલો છે તે ભગવાન **શ્રીકૃષ્ણ** જ છે. પા.૬૦.

વ્રજમાં ધર્મનું પ્રાધાન્ય નથી પણ ધર્મિનું પ્રાધાન્ય છે. પા.૬૪.

**કાલિયદમન લીલા.** પા.૬૫ થી ૬૮.

**૨. અધ્યાય ૧૩ મો શ્લો. ૬૭. પા. ૬૯ થી ૧૩૧.**

ભકિતમાર્ગ પ્રમાણે સંસારમાંથી છૂટવાનો ઉપાય. પા.૬૯.

ઇન્દ્રિયોને સર્વની મૃત્યુ કહેલી છે, તે વિષયરૂપ વિષથી ભરેલી છે, તેનું મર્દન યોગ્ય છે, તેથી ભગવાને કરેલી **કાલિયદમનલીલા.** પા. ૭૨ થી ૯૨.

**આત્મનિવેદન** જેમણે કરેલું હોય, **તે** ભગવાનથી **દૂર રહે** તે યોગ્ય નથી.પા.૭૯.

સ્નેહનો સ્વભાવ જ એવા પ્રકારનો છે કે જેના ઉપર આપણુને સ્નેહ હોય તેના જીવન-ની હયાતીવિષે સદા અનિષ્ટ વિચાર અને અપ્રિયમાટે વિપરીત વિચારો આવેછે.પા.૮૧.

ભગવાનનાં ચરણચિહ્નમાં (પગલાંમાં) **યવ** કીર્તિ પ્રાપ્ત કરાવનાર છે; **કમલ જેવી રેખા** સુખથી સેવા કરી શકાય એમ દર્શાવનારી છે; **અંકુશની રેખા** ભક્તોના મનરૂપી હાથીને નિયમમાં રાખવા માટે છે, **વજ્ર** પાપના પર્વતો છેદવા માટે છે; **ધજા** ભયરહિત વાસ આપવા માટે છે. પા.૮૨.

સર્પ જેવાને થએલ **જ્ઞાન** અને **ભક્તિ** (૯૩). પોતે 'હું' દાસ છું, આ મારા સ્વામી છે' એમ માને **એ જ્ઞાન,** 'શરણે જવું' તે **ભક્તિ.** પા.૯૪.

નાગપત્નીઓની સ્તુતિ. પા.૯૮ થી ૧૨૨.

ધર્મશાસ્ત્ર પ્રમાણે ધર્મ આચરવાથી (અનુગ્રહરૂપી) ફલ પ્રાપ્ત થતું નથી, પણ ભગવચ્છાસ્ત્ર પ્રમાણે જ ભગવદ્ધર્મ આચરવાથી જ ફલ પ્રાપ્ત થાય છે. પા.૧૦૨.

કીર્તન ભક્તિમાં કોઈનો દ્રોહ થવાની સંભાવના નથી. પા.૧૦૨.

ભગવાનના ચરણારવિંદની રેણુઓ ભગવદીય દેહ પ્રાપ્ત કરાવનાર છે. પા.૧૦૩.

આ રજને શરણે આવેલા જીવો સ્વર્ગની, સાર્વભૌમની, પારમેષ્ઠયની, રસા-ધિપત્યની, યોગની, સિદ્ધિઓની અથવા મોક્ષની પણ ઇચ્છા રાખતા નથી. પા.૧૦૫.

ભગવાનના ચરણારવિંદની રેણુ એવી છે કે તેની ઇચ્છા જે પુરુષ કરે તે સાધનવિનાનો હોવા છતાં તેને ઉત્તમ ફલ કોઈવાર પ્રત્યક્ષ થાય છે. પા.૧૦૬.

આત્મનિવેદન કરનારનો સ્વધર્મ એ જ કે ભગવાનની આજ્ઞા પ્રમાણે વર્તવું. પા.૧૨૨.

કાલિયે કરેલી ભગવાનની સ્તુતિ. પા.૧૨૩ થી ૧૨૬.

# શુદ્ધિ પત્ર*

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૩ | हसमिव | स्मयमिव |
| ૧૮ | ૩૦ | અધિદૈવિક | આધિદૈવિક |
| ૧૯ | ૨૨ | નથી | નથી. (ले) |
| ૨૦ | ૧૦ | કારણથી જ– | કારણથી જ ભગવાન તેને |
| ૨૦ | ૧૯ | એ જાણવું. | એમ જાણવું. |
| ૨૦ | ૨૪ | ભમરો | ભ્રમરો |
| ૨૬ | ૩૩ | લક્ષ્મીથી | લક્ષ્મીની |
| ૨૭ | ૩૩ | કરે છે. | કરે છે. (प्र) |
| ૩૯ | ૩૩ | ગણાય નહિ | ગણાય નહિ. (टि) |
| ૪૧ | ૩૦ | શૃંગારસના | શૃંગારરસના |
| ૪૨ | ૨૦ | માહાત્મા | મહાત્મા |
| ૪૨ | ૨૧ | તે ગાન | તે ગાન. |
| ૫૧ | ૬ | એક જ | પકડી એક જ |
| ૫૨ | ૨ | બલભદ્ર | બલભદ્ર |
| ૫૪ | ૩૪ | सतालम्रैः | सतालाम्रैः |
| ૫૫ | ૩૧ | મટાટે છે | મટાડે છે |
| ૬૦ | ૨૪ | પોનાનાં | પોતાનાં |
| ૬૨ | ૭ | ભગવવાનની | ભગવાનની |
| ૬૩ | ૨૨ | સ્વાદિષ્ઠ | સ્વાદિષ્ટ |
| ૬૪ | ૨ | ભલભદ્ર | બલભદ્ર |
| ૬૮ | ૩૨ | પોતાથી | પોતાની |
| ૭૧ | ૮ | (टी + का) | (टि + का) |
| ૭૧ | ૩૮ | ૩. ૧૧–૧૨ | ૩. ૧–૨૨ |
| ૭૨ | ૨૭ | જણાવેલું છે. | જણાવેલું છે. (का) |
| ૯૭ | ૩૧ | વૈરાગ્ય અને મોક્ષ) | અને વૈરાગ્ય |
| ૧૧૨ | ૧૧ | કે જેની | એમ જેની |
| ૧૧૪ | ૨૯ | થાય છે. | થાય છે. (ले) |
| ૧૧૪ | ૩૧ | થયું. | થયું. (प्र) |
| ૧૧૮ | ૩૩ | મુક્તિલાલા | મુક્તિલીલા |
| ૧૨૮ | ૧૭ | અંતકરણ | અંતઃકરણ |
| ૧૩૨ | ૨૪ | અને–ઇંદ્રિયનો ધર્મ રસન(રુચિ)થી પ્રાણનો | અને પ્રાણનો |
| ૧૩૬ | ૧૮ | ( निर ) | ( निर् ) |
| ૧૪૧ | ૩ | કૃપ્ણ | કૃષ્ણ |
| ૧૪૨ | ૧ | गुरुवः | गुरवः |
| ૧૪૪ | ૩૨ | સાધારણ | અસાધારણ |
| ૧૪૯ | ૭ | જમણે | જેમણે |
| ૧૫૨ | ૧૩ | વિગેરેથી કહે છે,આ | આ |
| ૧૫૪ | ૧ | દ્વીજો | દ્વિજો |
| ૧૫૮ | ૧૩ | એનો | એ |
| ૧૬૧ | ૯ | 'यथायथम्' | 'यथायथम्' |
| ૧૬૫ | ૬ | જેવાં | જેનાં |
| ૧૬૫ | ૮ | રથાન | સ્થાન |
| ૧૬૫ | ૧૫ | परिछच्दः | परिच्छदः |
| ૧૬૬ | ૨૦ | ભલભદ્રે | બલભદ્રે |
| ૧૭૧ | ૩૬ | અભ્યાસ | અધ્યાસ |
| ૧૭૬ | ૩૧ | (અમોને) રક્ષણ | (અમોને) રક્ષવા |
| ૧૮૦ | ૨૪ | ( यो ) | ( प्र ) |
| ૧૯૫ | ૮ | પણ(ગ્રહો) | (પણ) ગ્રહો |
| ૧૯૬ | ૩૮ | જેઓનો | જેનો |
| ૧૯૯ | ૩૫ | ૧. | ૩. |
| ૨૦૧ | ૧૨ | घर्मा | घर्मा |
| ૨૦૧ | ૧૮-૨૦ | घर्माः | घर्माः |
| ૨૦૨ | ૧૭ | हरिभि | हरिभिः |
| ૨૧૮ | ૧૦-૩૦ | હતું ? | હતું, |
| ૨૧૯ | ૩૦ | ભાજન | ભોજન |
| ૨૨૦ | ૩૧ | જાણવું. | જાણવું. (ले) |
| ૨૨૧ | ૬ | विभाविता | विभाविताः |
| ૨૨૩ | ૩૫ | પ્રસિદ્ધ છે. | પ્રસિદ્ધ છે. (प्र) |
| ઉ.૨૦ | ૨૮ | ૪૬૨. | ૪૬૮. |

* ા િ ી ુ ૂ ે ૈ ો ૌ : વિગેરે જે ટાઇપ છાપતાં નિકળી ગયા હોય તે; અથવા ભાગી જવાથી જે ટાઈપો બરાબર વંચાતા ન હોય તે સર્વે; તેમજ જે ભૂલો સુધારવી રહી ગઈ હોય તે સર્વે; વાંચનારે પોતે કૃપા કરી સુધારી લેવી, અને અમોને જણાવશે તો તે બીજી આવૃત્તિમાં સુધારવામાં આવશે.

**શ્રીકૃષ્ણાય નમઃ ॥** ૨૨૩૯૦

# પ્રાસંગિક નોંધ

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥**

**કર્મમાં જ તારો અધિકાર છે. ફલમાં કદાપિ ન હો. કર્મફલના પ્રયોજનવાળો ન થા. અકર્મમાં તારો સંગ ન હો.** (ગી. ૨-૪૭)

**શ્રીમદ્વલ્લભાધીશ**ના અનુગ્રહથી, રસેશ સદાનંદ શ્રીકૃષ્ણ પરમાત્માના કૃપાકટાક્ષથી, પ્રાપ્તભગવચ્ચરણ શાસ્ત્રીજી મગ્નલાલ ગણપતિરામ M. A. ના સત્સંગથી, શ્રીવૈષ્ણવસેવામંડલના નામે પ્રકાશનકાર્યની સેવાપ્રવૃત્તિ સં. ૧૯૮૫માં શરુ થઈ. (૧) પ્રથમ સં. ૧૯૮૫માં પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્તોનો સંગ્રહ એકઠો કરી "પુષ્ટિમાર્ગીય વચનામૃતો"ના ગ્રંથની ૩૦૦૦ પ્રતો છપાવી, તેમાં બે હજાર નકલોની તો વિનામૂલ્ય છુટથી સર્વના વાચનમાં આવે તેમ યોજના કરી; પછી (૨) શ્રીમહાપ્રભુજીવિરચિત **"ષોડશગ્રન્થ"** મૂલમાત્ર સંસ્કૃતમાં શાસ્ત્રીજીની દેખરેખ નીચે સંશોધન કરાવી પ્રત ૨૦૦૦ સં.૧૯૮૭ અને સં.૧૯૮૯માં વિનામૂલ્ય વહેંચવામાં આવી; (૩) સં. ૧૯૯૧માં **"શ્રીતામસસાધનપ્રકરણ સુબોધિનીજી"**નું સર્વ ટીકાઓસહિત ભાષાંતર પ્રકટ કરવામાં આવ્યું; (૪) સં. ૧૯૯૩માં શાસ્ત્રીજીએ ગુજરાતીમાં કરેલા "શ્રીવેણુગીત"ના અનુવાદને સરળ ભાષામાં પ્રકટ કરવામાં આવ્યો; અને આ વર્ષમાં (૫) **શ્રીતામસપ્રમેયપ્રકરણ**ના અ. ૧૨થી ૧૭નું સરળ ભાષાંતર પ્રકટ કરવામાં આવે છે. જન્માષ્ટમી મહોત્સવ ઉપર (૬) તામસપ્રમેયપ્રકરણ વણુગીતસહિત બાઇન્ડીંગ કરાવી પ્રકટ કરવામાં આવશે (૭) **'તામસપ્રમાણપ્રકરણ'** શ્રીભાગવત દશમસ્કન્ધ પૂર્વાર્ધ અ.૫ થી ૧૧ અને ક્ષેપક ૩ અધ્યાયોસહિત અને (૮) **રાજસપ્રમાણપ્રકરણ** અ. ૩૩ થી ૩૯નાં સરળ ભાષાંતરો હવે પછી પ્રકટ કરવામાં આવશે.

**ભાષાન્તર વિષે**–શ્રીહરિરાયચરણ આજ્ઞા કરે છે કે "જેમણે **શ્રીસુબોધિનીજી**નું અવગાહન કર્યું નહિ તેનો ભૂતલપર જન્મ વૃથા છે." શ્રીમહાપ્રભુજી પણ સ્પષ્ટ દર્શાવે છે કે શ્રીવેદવ્યાસે સમાધિમાં જે ભગવાનની લીલાઓનો અનુભવ કરેલો તે સમાધિભાષા, લૌકિક અને પરમત, એમ ત્રણેથી સંયુક્ત કરેલો ભગવત્સ્વરૂપાત્મક ગ્રંથ તે **શ્રીમદ્ભાગવત**. તેમાં દર્શાવેલી લીલાઓના રહસ્યને નહિ જાણનાર ટીકાકારો બરાબર સમજાવી શક્યા નથી, તેથી વૈશ્વાનર વાક્પતિ એવા આપશ્રી વિના બીજો કોઈ સમજાવી શકે તેમ નહિ હોવાથી, ભૂતળ પર પધારી આપશ્રીએ તેના પર વિવરણ કરી સરળ રીતે નિબંધમાં ચાર અને **શ્રીસુબોધિનીજી**માં ત્રણ પ્રકારે અર્થ સમજાવી ભાગવતના અર્થને સ્પષ્ટ કરવામાં આવ્યો છે.

આવા અપૂર્વ ગ્રંથનું ભાષાંતર પ્રકટ કરી નામસેવા કરવા કોને ઉમંગ ન થાય? તે માટે પ્રથમ ભાષાંતરકર્તાની મુખ્ય આવશ્યકતા રહે છે. **તામસસાધનપ્રકરણ**નું ભાષાંતર મુરબ્બી ધીરજલાલ વ્ર. સાંકળીઆની સહાયથી પ્રકટ કર્યું, ત્યારે જ આ **પ્રમેયપ્રકરણ** માટે મનોરથ સેવેલો પણ ભગવાનનો અનુગ્રહ થાય ત્યારે જ કાર્ય સિદ્ધ થાય; કાર્ય અટક્યું, ભાષાંતર કરનાર કોઈ મળ્યું નહિ, જેથી કાર્ય શરુ કરવા આ પ્રકરણના અ.૧૮ 'વેણુગીત'ના કઠિન ભાષાંતરને સરળ કરી અને ખાસ ભાવવાહી ચિત્રજીનું શોધન કરી તે પ્રકટ કર્યું, છતાં આગળ વધી શક્યા નહિ. જ્યારે સંપૂર્ણ નિરાશા થઈ ત્યારે પ્રકાશન પ્રવૃત્તિ છોડી દેવાના વિચાર ઉપર આવ્યા, ત્યાં તો પ્રભુને મનોરથ પૂર્ણ પાડવો હશે તેથી પ્રયત્ન કરતાં જેઓએ વિદ્વન્મંડન જેવા ગ્રંથનું ભાષાંતર કરેલું તેમજ શાસ્ત્રીજીના સહવાસથી સાંપ્રદાયિક સારું જ્ઞાન પ્રાપ્ત કરેલું તેવા વયોવૃદ્ધ શ્રીયુત્ નાનુલાલ એન. ગાંધી, M. A. LL. B. વકીલને રાજકોટ પત્રદ્વારા ભાષાંતર કરી આપવા જણાવ્યું અને તે પત્ર તેમને મળતાં જ તેઓશ્રીએ આનંદપૂર્વક સેવા કરવાનું સ્વીકારીને બનતી ઝડપથી ગયા બે મહિના પહેલાં ૭ અધ્યાયોનું ભાષાંતર અમોને મોકલી પણ આપ્યું, જે મળતાં પ્રેસ વિગેરેની ગોઠવણ કરી છપાવવાની તજવીજ થતાં આજે તે રસયુક્ત સામગ્રીથી ભરેલ આ ગ્રંથ પ્રકટ કરતાં અમોને અત્યંત આનંદ થાય છે.

જે વિલંબ આ મનોરથ પૂર્ણ કરવામાં પ્રભુએ કરાવ્યો તેમાં પણ અનુગ્રહ જ સમાયલો હતો, કે જેને લઈને ઘણું જ સરળ અને સર્વ ટીકાઓની સુંદર યોજનાવાળું ભાષાંતર અમો પ્રકટ કરી શકીએ છીએ.

હવે પછી તેમના જ તરફથી ભાષાંતરની સેવા "તામસપ્રમાણપ્રકરણ"માટે ચાલુ છે અને ખંભાત-નિવાસી પ. ભ. ભદ્રશંકર શાસ્ત્રીજી તરફથી "રાજસપ્રમાણપ્રકરણ"ના ભાષાંતરની સેવા ચાલુ છે, તે બંને ગ્રંથો હવે પછી પ્રકટ કરવામાં આવશે. પ્રભુ તેમને દીર્ઘાયુ તેમ જ નિરોગી રાખે અને દર વર્ષે આવા એકેક પ્રકરણના ભાષાન્તરની સેવા તેમની પાસે ઉમંગભેર કરાવે એમ હૃદયપૂર્વક ઇચ્છીએ છીએ.

**દ્રવ્યસહાય અને વ્યવસ્થા**-ગયા વેણુગીતના પ્રકાશનની નોંધમાં અન્યના દ્રવ્યની સહાયથી સાંપ્રદાયિક કાર્ય કરનારાઓને જે મુશ્કેલી પડે છે, તેનો ખ્યાલ આપ્યો છે, છતાં પણ જેની પાસે સેવા લેવાની ઇચ્છા પ્રભુ કરે છે, તેના પર અનુગ્રહ કરી તે જ સર્વ સગવડતા કરી દે છે. જીવનું શું ગજું? આ ગ્રંથ માટે બહારની દ્રવ્યસહાયની અપેક્ષા નહિ રાખતાં **ચુનીલાલ પરીખ કું.** પાસેથી "શ્રીરુક્મિણી સ્મારક શ્રીસુબોધિનીજી પ્રકાશન ફંડ"માંથી લોન તરીકે સર્વ રકમ લેવામાં આવી છે, અને તે વિના-વ્યાજે વેચાણમાંથી પાછી આપી દેવામાં આવશે. જે કાંઈ નફો રહેશે તેનો ઉપયોગ **શ્રીસુબોધિનીજી** વિગેરેના પ્રકાશન માટે જ મંડળ તરફથી કરવામાં આવશે.

મંડળ તરફથી ગ્રંથો આપ્યાવિના કોઈ પણ દ્રવ્ય સહાયનો સ્વીકાર કરવામાં આવતો નથી માટે જેઓ પોતાના ફંડમાંથી આ કાર્યને સહાય કરવા ઇચ્છતા હોય તેમણે છપાતાં જ બને તેટલી નકલો ખરીદી લેવી, જેથી વધારે પ્રતો છપાવી વધારે સસ્તા વેચાણની ગોઠવણ કરી શકાય.

**સંશોધન કાર્ય**-પ્રૂફ વિગેરેના સંશોધનનું કાર્ય અમારાથી બન્યું તેટલું કાળજીપૂર્વક કરવામાં આવ્યું છે, છતાં પણ છપાયા પછી જોતાં ભૂલો દૃષ્ટિગોચર થાય છે ત્યારે જ સમજાય છે કે ભૂલ થઈ. આ કાર્યમાં ખાસ અમોને સંસ્કૃત અને ગુજરાતી બની શકયું તેટલું શોધી આપવામાં પ. ભ. મંગળદાસ મોહનલાલ તરફથી, તથા અનુક્રમણિકાની પણ તેમના તરફથી રફ કોપી મળતાં ભાઈ મોહનલાલ જરીવાળા તરફથી સુધારી પ્રેસ કોપી તૈયાર કરી આપવાની અને મૂલ હસ્તલિખિત પ્રતો જોવાની આવશ્યકતા પડતાં તે શ્રીગટ્ટુલાલજીની સંસ્થામાં જોઈને મૂલપાઠો શોધી આપવાની અને વખતો વખત શંકાઓનો ઉદ્ભવ થતાં યથાયોગ્ય સમાધાન કરવાની મુરબ્બી પ. ભ. ધીરજલાલ વ્ર. સાંકળીઆ તરફથી સંપૂર્ણ સહાય મળી છે. તેમ જ ભાષાંતરકર્તા શ્રીયુત્ નાનુભાઈ ગાંધી તરફથી પણ ભૂલોના સંશોધનનો, તથા પ્રથમ થોડાં પ્રૂફો સુધારી લાઈન પર ચડાવવાનો જે શ્રમ લેવામાં આવ્યો છે તે સર્વના સંયુક્ત પ્રયાસથી જ આ કાર્ય જલદી પૂરૂં કરી શકયા છીએ, તે માટે તેમનો સર્વનો આભાર માનીએ છીએ.

ગ્રંથ છાપવામાં પણ શ્રીઆદિત્ય મુદ્રણાલયના માલિક મણિલાલ પુ. મિસ્ત્રી B. A. તરફથી સારી કાળજી રાખવામાં આવી છે તે માટે, અને આવા યોગ્ય પ્રેસની ગોઠવણ માટે અને બંને ચિત્રજીના બ્લોકો આપવા માટે શાસ્ત્રીજી કેશવરામભાઈ વિગેરે સર્વનો આભાર માનીએ છીએ.

આ ગ્રંથ પ્રકટ કરવામાં પ્રકાશકો તરીકે ભાષાંતર સંબંધી, પ્રૂફો જોવામાં અને સુંદર કાર્ય દેખાય તે માટે અમારાથી બનતી કાળજી રાખવામાં આવી છે, છતાં નજરચૂકથી કે અન્ય અડચણોને લઈને જે જે સ્થળે ભૂલચૂક રહી ગઈ હોય તે સર્વ અમારી કસુર ગણી વાંચકવર્ગ સુધારીને વાંચશે અને જો અમોને જણાવવામાં આવશે તો બીજી આવૃત્તિમાં અવશ્ય તે ભૂલો સુધારવામાં આવશે.

શ્રીયુત્ નાનુભાઈ ગાંધી તરફથી ભાષાંતર થયેલ ને સર્વ ભગવદીઓની હાર્દિક સહાયથી પ્રકટ કરવા શક્તિમાન થએલ, એવા આ **તામસપ્રમેયપ્રકરણ** અ.૧૨-૧૭ના સરળ ગુજરાતી ભાષાંતરના ગ્રંથની સેવાને રસેશ શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણકમલમાં આનંદપૂર્વક અર્પણ કરીએ છીએ.

શ્રીમહાપ્રભુપ્રાકટ્યોત્સવ
શ્રીવલ્લભાબ્દ ૪૬૨.
સં. ૧૯૯૬.

લી. સેવક
**ચુનીલાલ પરીખ.**
**ઑ. સે. શ્રીવૈષ્ણવસેવામંડળ, મુંબઈ.**

# ઉપોદ્ઘાત.

**निगमकल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम् ॥**
**पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुकाः ॥भा० १.१.३.॥**

શ્રીમદ્ભાગવતનું સ્થાન ભક્તિમાર્ગમાં અદ્વિતીય છે. વેદના પૂર્વકાંડમાં યજ્ઞોનું નિરૂપણ કરેલું છે અને ઉત્તરકાંડમાં બ્રહ્મનું નિરૂપણ કરેલું છે. એકનો વિષય **ધર્મ** છે અને બીજાનો વિષય **બ્રહ્મજ્ઞાન** છે. બંને કાંડોનો અર્થ એકબીજાના અર્થને જાણવાના હેતુરૂપ છે. તેજ પ્રમાણે શ્રીમદ્ભાગવતમાં ધર્મ અને જ્ઞાન બંને ભક્તિના હેતુરૂપ છે, એમ જણાવવા ગાયત્રીને બીજ, વેદને વૃક્ષ અને શ્રીમદ્ભાગવતને તેનું ફલ કહેલું છે. તેથી શ્રીમદ્ભાગવતવિના ફલવિનાના વૃક્ષ પેઠે વેદ વ્યર્થ છે.[1] શ્રીમદ્ભાગવત રસાત્મક ભગવાનનું રસરૂપ ફલ છે.[2]

વળી વેદથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ ત્રણ વર્ણોના પુરુષોનો જ ઉદ્ધાર થાય છે; સ્ત્રીઓ અને શૂદ્રોને વેદનો અધિકાર નહિ હોવાથી વેદથી તેઓનો ઉદ્ધાર થતો નથી. તેઓનો ઉદ્ધાર ઇતિહાસ(મહાભારત)થી થાય છે. વેદ અને ઇતિહાસ બંનેનો સાર શ્રીમદ્ભાગવતમાં હોવાથી તેનાથી ત્રણે વર્ણના પુરુષો તેમજ શૂદ્રો અને સ્ત્રીઓનો પણ ઉદ્ધાર થાય છે.[3] ટૂંકામાં શ્રીમદ્ભાગવત સાત્વતી શ્રુતિ અથવા વૈષ્ણવોનો વેદ છે.[4]

શ્રીમદ્ભાગવત વૈષ્ણવોનો વેદ હોવાથી તેના ઉપર ઘણા આચાર્યો વિગેરેએ ટીકાઓ કરેલી છે; આ સર્વ ટીકાઓમાં શ્રીમદાચાર્યચરણવિરચિત **શ્રીસુબોધિની** ટીકા શ્રેષ્ઠ છે, એમાં કાંઈ સંશય નથી.

શ્રીમદ્ભાગવત વૈષ્ણવોનો વેદ અથવા મુખ્ય શાસ્ત્ર છે, તેના બાર સ્કંધો છે; દરેક સ્કંધમાં કેટલાંક પ્રકરણો છે. દરેક પ્રકરણ અમુક અધ્યાયોનું બનેલું હોય છે; દરેક અધ્યાયમાં કેટલાક શ્લોકો અથવા વાક્યો હોય છે; દરેક વાક્યમાં અમુક શબ્દો હોય છે, અને દરેક શબ્દ અમુક અક્ષરોનો બનેલો હોય છે. એ પ્રમાણે (૧) શાસ્ત્ર, (૨) સ્કંધ, (૩) પ્રકરણ, (૪) અધ્યાય, (૫) શ્લોક અથવા વાક્ય, (૬) પદ અથવા શબ્દ અને (૭) અક્ષર, એ સાતેનો એક જ અર્થ અને તેમાં ક્યાંય વિરોધ ન આવે એટલે અક્ષરોના અર્થનો શબ્દોના અર્થમાં સમાવેશ થાય, તેમના અર્થનો વાક્યના અર્થમાં તેમના અર્થનો અધ્યાયના અર્થમાં, અધ્યાયના અર્થનો પ્રકરણના અર્થમાં, પ્રકરણના અર્થનો સ્કંધના અર્થમાં અને સ્કંધના અર્થનો શાસ્ત્રના અથવા શ્રીમદ્ભાગવતના અર્થમાં, સમાવેશ થાય ત્યારે જ શ્રીમદ્ભાગવતનો અર્થ બરાબર જાણ્યો ગણાય, અને એવી રીતે શ્રીમદ્ભાગવતનો અર્થ જે જાણે છે તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે.[5]

ઉપર જણાવ્યા પ્રમાણે શ્રીમદ્ભાગવતનો વિરોધવિના બરાબર અર્થ કરવા

---

૧. શ્રીસુબોધિની ૧.૧.૧. ૨. શ્રીસુબોધિની ૧.૧.૩. ૩. શ્રીસુબોધિની ૧.૩.૪૨.
૪. શ્રીસુબોધિની ૧.૪.૭. ૫. તત્ત્વાર્થદીપનિબંધ ૩.૧.૨.

વાણીના પતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિના કોઈ સમર્થ નથી. તેઓશ્રીએ શાસ્ત્ર, સ્કંધ, પ્રકરણ અને અધ્યાય, એ ચારના અર્થ તત્ત્વાર્થદીપ નિબંધના ભાગવતાર્થપ્રકરણમાં કહેલા છે, અને બાકીના ત્રણ એટલે શ્લોક, શબ્દ અને અક્ષરના અર્થ **શ્રીસુબોધિનીમાં** કહેલા છે.[૬] તેથી શ્રીમદ્ભાગવત ઉપર તેઓશ્રીએ રચેલી ટીકા **શ્રીસુબોધિની** જ છે, એમ કહેવું એ સંપૂર્ણ સત્ય નથી; પરંતુ શ્રીભાગવતાર્થપ્રકરણ અને શ્રીસુબોધિની બંને મળી શ્રીમદ્ભાગવત ઉપરની ટીકા થાય છે. તે પૈકી શ્રીસુબોધિની આખા ભાગવત ઉપર લખાએલાં નથી, પરંતુ શ્રીભાગવતાર્થપ્રકરણ ગ્રંથ પૂરો છે. તત્ત્વદીપનિબંધ શ્રીમદાચાર્યચરણે રચેલ છે; તેમાં ત્રણ પ્રકરણો– (૧) શાસ્ત્રાર્થપ્રકરણ, (૨) સર્વનિર્ણયપ્રકરણ અને (૩) શ્રીભાગવતાર્થપ્રકરણ છે. આ તે ગ્રંથનું ત્રીજું પ્રકરણ છે.

હવે આપણે આ **તામસપ્રમેયપ્રકરણ**ના તરફ લક્ષ રાખી શ્રીમદ્ભાગવતના સાત અર્થો સંબંધી જરા વિચાર કરીએ. (૧) પ્રથમ શાસ્ત્રનો અર્થ જોઈએ. **આનંદરૂપ હરિની લીલા**, એ શ્રીમદ્ભાગવત શાસ્ત્રનો અર્થ છે. આખા શ્રીમદ્ભાગવતમાં આનંદરૂપ ભગવાનની લીલાનું જ વર્ણન છે. ભગવાન આનંદરૂપ હોવાથી, તેમની લીલા પણ આનંદરૂપ એટલે દુઃખ મટાડનારી અને સુખરૂપ હોઈ સ્વતઃ પુરુષાર્થરૂપ છે.[૭]

૧. શ્રીમદ્ભાગવતનો અર્થ **આનંદરૂપ ભગવાનની આનંદરૂપ લીલાઓ છે:** ભગવાન આનંદરૂપ છે, તેવી તેમની લીલાઓ પણ આનંદરૂપ છે. આ પ્રમાણે ભગવાનની લીલાઓ ભગવદ્રૂપ હોવાથી શ્રીમદ્ભાગવત પણ ભગવદ્રૂપ છે. જેવો ભગવાનનો પોતાનો પોતાના સર્વ ભક્તોમાં અસાધારણ પ્રભાવ છે, તેવો જ શ્રીમદ્ભાગવતનો તેનું ચિંતન કરનારાઓમાં અસાધારણ પ્રભાવ છે.[૮]

૨. હવે શ્રીમદ્ભાગવતના સ્કંધાર્થનો વિચાર કરીએ. શ્રીમદ્ભાગવતના બાર સ્કંધો છે, અને (૧) સર્ગ, (૨) વિસર્ગ, (૩) સ્થાન, (૪) પોષણ, (૫) ઊતિ, (૬) મન્વંતર (૭) ઈશાનુકથા, (૮) નિરોધ, (૯) મુક્તિ અને (૧૦) આશ્રય, એવી ભગવાનની દશ લીલાઓ તેમાં કહેલી છે, એમ તેમાં જ ૨.૧૦.૧ માં કહેલું છે. આ દશ લીલાઓનું નિરૂપણ અનુક્રમે ત્રીજાથી બારમા સુધીના દશ સ્કંધોમાં કરેલું છે. ત્યારે પહેલા અને બીજા એ બે સ્કંધોમાં ભગવાનની લીલા કહી છે, એમ કેમ કહેવાય ? જો તે બે સ્કંધોમાં ભગવાનની લીલા કહી ન હોય તો ઉપર શાસ્ત્રાર્થ કહ્યો તે ખોટો ઠરે.

વસ્તુતઃ પહેલા અને બીજા સ્કંધોમાં પણ ભગવાનની લીલા જ કહેલી છે, પણ તેમાં કહેલી લીલાઓ મુખ્ય લીલાઓ નથી, પણ ગૌણ લીલાઓ છે અને તેથી મુખ્ય લીલાઓની સંખ્યામાં તેમને ગણેલી નથી. પહેલા સ્કંધમાં અધિકારી (શ્રીમદ્ભાગવતના શ્રોતા તથા વક્તા થવાને કોણ અધિકારી છે તે) કહેલ છે, અને બીજા સ્કંધમાં સાધનો અથવા જ્ઞાન કહેલ છે. ભગવાનની લીલાનું પ્રવચન કરવાનો અથવા શ્રવણ કરવાનો અધિકાર પણ લીલા છે, પણ તે ભગવાનની મુખ્ય લીલાઓ(નું જ્ઞાન વિગેરે થવા)માં ઉપયોગી લીલા છે. તેવી જ રીતે સાધન એટલે જ્ઞાન પણ ભગવાનની લીલાઓના શ્રવણ

---

૬. શ્રીસુબોધિની પ્રારંભ કારિકા ૫.૯. ૭. તત્ત્વાર્થદીપ ૩.૧.૩. ૮. શ્રીસુબોધિની ૧.૨.૩.

નિરોધસ્વરૂપ ભક્તિમાં ઉપયોગી છે. તેથી આ બે અધ્યાયોમાં પણ ભગવાનની લીલાઓનું જ નિરૂપણ કરેલું છે, પરંતુ આ લીલાઓ મુખ્ય નહિ હોવાથી, લીલાઓની સંખ્યા દશ જ રહે છે. આ બે અધ્યાયોમાં પણ ભગવાનની જ લીલાઓનું નિરૂપણ હોવાથી, ઉપર શ્રીમદ્-ભાગવતનો શાસ્ત્રાર્થ કહ્યો તે યોગ્ય જ છે, અને તેમાં કોઈપણ જાતની ક્ષતિ થતી નથી.[૯]

જેમ પુરુષનાં બાર અવયવો છે તેમ શ્રીમદ્ભાગવતના બાર સ્કંધો છે. શ્રુતિમાં પુરુષનાં બાર અવયવો નીચે પ્રમાણે કહેલાં છે. (૧–૨) બે સક્થિ (સાથળો), (૩–૪) બે બાહુઓ, (૫) શિર, (૬) હૃદય, (૭–૮) બે હસ્ત, (૯–૧૦) બે પાદ અને (૧૧–૧૨) બે સ્તનો. ભગવદ્રૂપ ભાગવતના આ અંગો નીચે પ્રમાણે છે. (૧–૨) પહેલો અને બીજો સ્કંધ (અધિકાર અને જ્ઞાન), એ ભગવાનના બે પાદ (ચરણ) છે, (૩–૪) ત્રીજો અને ચોથો સ્કંધ (સર્ગ અને વિસર્ગ), એ બે ભગવાનના કરો છે; અહિં બાહુઓને કર કહેલ છે. (૫–૬) પાંચમો અને છઠ્ઠો સ્કંધ (સ્થાન અને પોષણ), એ બે ભગવાનના સાથળો છે; (૭) સાતમો સ્કંધ (ઊતિ) ભગવાનનો જમણો શ્રીહસ્ત (કાંડું તથા આંગળીઓનો ભાગ) છે; (૮–૯) આઠમો અને નવમો સ્કંધ (મન્વંતર અને ઈશાનુકથા), એ બે ભગવાનનાં સ્તનો છે; (૧૦) દશમો સ્કંધ (નિરોધ), એ ભગવાનનું હૃદય છે. (૧૧) અગીઆરમો સ્કંધ (મુક્તિ), એ ભગવાનનું શિર છે; (૧૨) બારમો સ્કંધ (આશ્રય), એ ભગવાનનો બીજો (ડાબો) શ્રીહસ્ત છે. એ શ્રીહસ્ત ઉંચો કરી ભગવાન ભક્તોને પોતાની પાસે બોલાવે છે. ભગવાન એવી રીતે ભાગવતસ્વરૂપ થએલા છે અને તેથી જ–

एतद्धारणमात्रेण कृष्णो भवति वै धृतः ।
अर्थतस्तु परिज्ञाते ज्ञातो भक्तिं प्रयच्छति ॥

આ શ્રીમદ્ભાગવતનું ધારણ એટલે પાઠ કરવાથી, તે ભગવદ્રૂપ હોવાથી તે ભગવદ્રૂપનું જ ધારણ થાય છે; એટલે હૃદયમાં પધારેલા ભગવાન જે જે કાર્ય કરે તે તે કાર્ય આ શ્રીમદ્ભાગવતના પાઠથી જ થાય છે. જો ભગવદ્રૂપ શ્રીમદ્ભાગવતના અર્થનું બરોબર જ્ઞાન પ્રાપ્ત થાય તો તેથી ભગવાનનું જ્ઞાન થાય, અને જ્ઞાન ભક્તિનું અંગ હોવાથી એ જ્ઞાનથી શ્રીકૃષ્ણની ભક્તિ પ્રાપ્ત થાય છે.[૧૦]

એ પ્રમાણે શ્રીમદ્ભાગવતના સ્કંધોનો અર્થ છે. પ્રથમ અને બીજો સ્કંધ અધિકાર અને સાધન(ભક્તિના અંગ જ્ઞાન)નું નિરૂપણ કરે છે, અને ત્રીજાથી બારમા સુધીના દશ સ્કંધો અનુક્રમે ભગવાનની દશ લીલાઓનું નિરૂપણ કરે છે. આ **તામસપ્રમેય-પ્રકરણ** દશમસ્કંધમાં હોવાથી આપણે બીજા સ્કંધો સંબંધી વિશેષ વિવેચન કરવાની જરૂર નથી, છતાં શ્રીમદ્ભાગવતના શ્રવણમાં પણ અધિકારની આવશ્યકતા હોવાથી પહેલા સ્કંધ વિષે થોડું વિવેચન નીચે કરવામાં આવે છે.

શ્રીમદ્ભાગવતના પ્રથમ સ્કંધનાં ત્રણ પ્રકરણો છે. પ્રથમ પ્રકરણ પહેલા ત્રણ અધ્યાયોનું છે, તેમાં વક્તા સૂત છે અને શ્રોતા શૌનક છે. બીજું પ્રકરણ ચારથી છ, એ ત્રણ અધ્યાયોનું છે, તેમાં વક્તા નારદ અને શ્રોતા વ્યાસ છે. ત્રીજું પ્રકરણ સાતથી

૯. તત્ત્વાર્થદીપ ૩.૧.૩. સપ્રકાશ.  ૧૦. તત્ત્વાર્થદીપ ૩.૧.૫ થી ૭–૯.

ઓગણીશ, એ તેર અધ્યાયનું છે, તેમાં શ્રીમદ્ભાગવતના વક્તા તરીકે શુકના અને શ્રોતા તરીકે પરીક્ષિતના અધિકારનું નિરૂપણ કરવામાં આવે છે.

પ્રથમ આપણે વક્તાનો વિચાર કરીએ. સૂત ભાગવતના વક્તા છે, છતાં તેમના મુખેથી ભાગવતનું શ્રવણ શૌનક વિગેરેએ કર્યું તેમને તે ફલ્યું નહિ. સૂત પુરાણી હોવાથી પુરાણનું શ્રવણ કરાવવું, એ તેમનો ધંધો હતો. શ્રીમદ્ભાગવત ભગવાનનું રૂપ છે. તેનો જે વિક્રય કરે છે (ધન કમાવા માટે વાંચે છે) તેને એ વિક્રયથી જે ધન મળે તે સિવાય તેનાથી અધિક કાંઈ ફલ પ્રાપ્ત થતું નથી. તેથી જ નિબંધમાં શ્રીમદાચાર્યચરણે આજ્ઞા કરી છે કે **પ્રાણ કંઠે આવી રહ્યા હોય તોપણ** (ભૂખથી મરવા પડેલા હોઈએ અને પ્રાણ બચાવવાનું બીજું કાંઈ સાધન ન હોય, માત્ર શ્રીમદ્ભાગવતનો પાઠ સંભળાવી તેથી ધન મળે તેમ હોય અને તે ધનથી જ સાધન પ્રાપ્ત થતાં પ્રાણ બચાવી શકાય તેમ હોય તોપણ) **વૃત્તિ માટે** (ધન કમાવા માટે) **શ્રીમદ્ભાગવતનો ઉપયોગ ન જ કરવો.**[11]

હવે બીજા વક્તા નારદને લઈએ. તેમને શ્રીમદ્ભાગવતના અર્થનું પૂર્ણ જ્ઞાન હતું. સૂતને શબ્દજ્ઞાન હતું, નારદને અર્થનું પણ પૂર્ણ જ્ઞાન હતું, પરંતુ જે તે સર્વ કાર્યમાં તેમનો આવેશ થતો તેથી તેમને દૃઢ વૈરાગ્ય થયો ન હતો. તેથી તે મધ્યમ વક્તા હતા, પણ ઉત્તમ વક્તા ન હતા. ભગવાનનો પોતામાં આવેશ થાય તે માટે (સંસારમાં) વૈરાગ્યની જરુર છે. **પ્રમેયબલ પ્રમાણ કરતાં અધિક છે**, તેથી ભગવાનની ઇચ્છાથી નારદ સર્વજ્ઞ હોવા છતાં તેમને વૈરાગ્ય સિદ્ધ થયો ન હતો.

ત્રીજા વક્તા શ્રીશુકદેવને આ બેમાંથી એક પણ દોષ ન હતો. તેમને ભાગવતની અથવા પુરાણની વૃત્તિ ન હતી, તેમજ તેમનામાં વૈરાગ્ય પણ હતો. વૈરાગ્ય અને શ્રીમદ્ભાગવતનું જ્ઞાન તેમને હતાં, તેથી આ ઉત્તમ વક્તા છે.

હવે શ્રોતાઓનો વિચાર કરીએ. પ્રથમ પ્રકરણમાં શ્રોતા શૌનક છે. તે યજ્ઞ કરવામાં આસક્તિવાળા હતા, એક હજાર વર્ષ ચાલે તેવો યજ્ઞ તેમણે આરંભ્યો હતો (ભા. ૧-૧-૪). વળી તેમણે શિષ્યો રાખેલા હતા અને વક્તા સૂતથી (શૂદ્ર હોવાથી) પણ હું અધિક છું, એવું તેમને અભિમાન હતું. તેથી સૂત પાસેથી આખું ભાગવત સાંભળ્યું તોપણ તેમને ફલ્યું નહિ (તેમનો તેથી પરીક્ષિત પેઠે મોક્ષ થયો નહિ.)

બીજા પ્રકરણના શ્રોતા વ્યાસજીને પોતાની મેળે તર્કથી જ્ઞાન થતું. વળી તે ભગવાનના જ્ઞાનાવતાર હતા, એટલે તે શૌનક કરતાં વધારે સારા શ્રોતા હતા, પરંતુ તેમને સાધનોનું જ્ઞાન બહુ દૃઢ હતું. નારદે તેમને (ભગવાનના ગુણો ગાવાનો ઉપદેશ કર્યો, પરંતુ તેમનું સાધનોનું જ્ઞાન દૃઢ રહ્યું અને નારદના ઉપદેશથી પણ તે હટ્યું નહિ. વળી તેમને પણ (સંસારમાં) વૈરાગ્ય ન હતો, તેથી વ્યાસ પણ મધ્યમ શ્રોતા છે, ઉત્તમ શ્રોતા નથી.

ત્રીજા શ્રોતા પરીક્ષિતને વૈરાગ્ય સિદ્ધ થયો હતો, તેમણે ભાગવતનું શ્રવણ કરવા માંડયું તે પહેલાં તેમને વૈરાગ્ય સિદ્ધ થયો હતો અને પોતાનું રાજપાટ ત્યજી ગંગાજીના

---

૧૧. તત્ત્વાર્થદીપનિબંધ ૨.૨૫૪.

કિનારે મરણ માટે તૈયારી કરવા ગયા હતા, એ દર્શાવવા પ્રથમ સ્કંધના ૭ થી ૧૮ સુધીના બાર અધ્યાયો લખેલા છે, તેથી પરીક્ષિત ભાગવતનું શ્રવણ કરનાર ઉત્તમ અધિકારી હતા. તેથી જ પરીક્ષિત શુકદેવ પાસે ભાગવત શ્રવણ કરે છે ત્યારે નારદ અને વ્યાસ પણ તેનું શ્રવણ કરવા આવેલા.[૧૨]

તેથી જ શુકદેવ પાસેથી માત્ર ભાગવતનું શ્રવણ કરવાથી તેની મુક્તિ થઈ, તેથી વૈરાગ્ય પ્રાપ્ત કર્યા પછી ભાગવતનું શ્રવણ કરવાથી, શ્રવણનો ખરો અધિકાર પ્રાપ્ત થાય છે.[૧૩]

વક્તાએ શ્રીમદ્ભાગવતનું શ્રવણ કરેલું હોવું જોઈએ, તે ચતુર હોવો જોઈએ, અને તેને ગુહ્ય જ્ઞાન હોવું જોઈએ, એ વક્તાના મુખ્ય ગુણો છે. શ્રોતા જીજ્ઞાસુ અથવા શ્રવણ કરવાની ઇચ્છાવાળો હોવો જોઈએ, અને મત્સરરહિત હોવો જોઈએ.[૧૪]

એ પ્રમાણે પ્રથમ સ્કંધના અર્થનું અધિકારનું સંક્ષેપમાં વિવેચન કરી, હવે આપણે દશમસ્કંધનો અર્થ જોઈએ. દશમસ્કંધમાં ભગવાનની નિરોધલીલાનું પ્રતિપાદન કરેલું છે, એમ ઉપર આવી ગયું છે. '**निरोधोऽस्यानुशयनमात्मनः सह शक्तिभिः**' નિરોધનું લક્ષણ શ્રીમદ્ભાગવત ૨.૧૦.૬માં આપેલું છે. શક્તિઓને શયન કરાવી પછી તેઓની સાથે તેઓના ભોગ માટે આ ભગવાનનું શયન તે **નિરોધ**. 'આ' શબ્દથી આગળ રહેલા આત્મા તરીકે પ્રકાશતા ભગવાનને આંગળીથી દર્શાવે છે. જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિના ભેદથી શયન ત્રણ પ્રકારનું છે. આત્મા એટલે દેહની નાડીરૂપ શક્તિઓ ૭૨ છે, અને આત્માની–ભગવાનની પોતાની શ્રી વિગેરે બાર શક્તિઓ છે, તેથી આ નિરોધનું પ્રતિપાદન કરનાર સ્કંધમાં (૩+૭૨+૧૨) ૮૭ અધ્યાયો છે.

**'निरोधोऽस्यानुशयनं प्रपञ्चे क्रीडनं हरेः ॥ शक्तिभिर्दुर्विभाव्याभिः कृष्णस्य'-**

'ભગવાન શ્રીકૃષ્ણનું શક્તિઓ પાછળ શયન એટલે હરિ શ્રીકૃષ્ણનું દુર્વિભાવ્ય શક્તિઓથી પ્રપંચમાં રમણ તે નિરોધ' એવી નિરોધની વ્યાખ્યા શ્રીમદાચાર્યચરણે શ્રીસુબોધિનીમાં દશમસ્કંધના આરંભની કારિકા ૯–૧૦માં આપેલી છે. પહેલી વ્યાખ્યામાં દેહની ૭૨ શક્તિઓ કહી તે દેહને અહિં પ્રપંચ કહેલો છે. દેહની એ શક્તિઓ દુર્વિભાવ્ય (જેઓનો ખ્યાલ ન આવી શકે તેવી) છે, તેમજ આત્મા એટલે ભગવાનની શ્રી, પુષ્ટિ, ગિર્ (સરસ્વતી), કાન્તિ, કીર્તિ, તુષ્ટિ, ઇલા (ભૂમિ), ઊર્જા (સર્વસામર્થ્યરૂપ), વિદ્યા, અવિદ્યા, ઇચ્છાશક્તિ અને માયા, એ બાર શક્તિઓ દુર્વિભાવ્ય જ છે. તેથી આ ભગવાન શ્રીકૃષ્ણનું શક્તિઓ પાછળ શયન એટલે દુર્વિભાવ્ય શક્તિઓ સાથે પ્રપંચમાં રમણ તે **નિરોધ**. એવી રીતે આ વ્યાખ્યા જુદી દેખાતી હોવા છતાં એક જ છે.[૧૫]

પ્રપંચની વિસ્મૃતિ(વિસ્મરણ,ભૂલી જવું તે)પૂર્વક ભગવાનમાં આસક્તિ થાય તે **નિરોધ** છે, એવી પણ નિરોધની વ્યાખ્યા કરવામાં આવી છે. '**प्रपञ्चविस्मृतिः सर्वा**

૧૨. શ્રીમદ્ભાગવત. ૧.૧૯.૧૦. ૧૩. તત્ત્વાર્થદીપનિબંધ સપ્રકાશ ૩.૧.૨૪ થી ૨૯.
૧૪. તત્ત્વાર્થદીપ પ્રકાશ ૩.૧. ૪૧, ૪૮, ૫૯. ૧૫. ટિપ્પણી.

तदा(भगवदा)सक्तिश्च निरोधः'[16] પ્રપંચની પૂરેપૂરી વિસ્મૃતિ અને ભગવાનમાં આસક્તિ એ નિરોધ છે. આવો નિરોધ નંદ વિગેરેને સિદ્ધ થયો, એમ અહિં કહેલ છે. ભક્તોને ભગવાન પ્રપંચ ભૂલાવે, એવી રીતે ભૂલાવે કે ફરી તેમને કોઈવાર પ્રપંચનું સ્મરણ પણ ન થાય; એવી રીતે પ્રપંચમાંથી તેઓનું મન હટાવી, પોતાની અંદર તેમને આસક્ત કરે તે **નિરોધ.**

એ પ્રમાણે નિરોધમાં ભક્તો પ્રપંચને તદ્દન વિસ્મરે છે; તેમના પ્રપંચનો લય થઈ જાય છે. નિરોધનો અર્થ પ્રલય પણ થાય છે. ભક્તોના પ્રપંચનો પ્રલય એટલે ભક્તોનો પ્રપંચ તદ્દન છૂટી જાય, જતો રહે તે **નિરોધ**. તેથી 'भक्तानां प्रपञ्चाभावो निरोधः'[17] **'નિરોધ'** એટલે 'ભક્તોના પ્રપંચનો અભાવ' એવી પણ નિરોધની વ્યાખ્યા આપેલી છે. 'भक्तानामेव निस्तारः कृतः कृष्णेन संसृतेः। अतो निरोधो भक्तानां प्रपञ्चस्येति निश्चयः'[18] શ્રીકૃષ્ણે ભક્તોનો સંસારમાંથી ઉદ્ધાર કરેલો છે, તેથી ભક્તોના પ્રપંચના પ્રલયરૂપ નિરોધ છે.'[18] અહિં પ્રલય વિસ્મરણરૂપ છે. આ પ્રપંચનું વિસ્મરણ તે ભગવાનમાં આસક્તિ થવાનું અંગ છે. તેથી આ સર્વ વ્યાખ્યાઓનો અર્થ એક જ છે.

સર્વ ભક્તોને પ્રપંચનું વિસ્મરણ કરાવવા અને તેઓને પોતામાં આસક્ત કરવા માટે જ ભગવાને નિરોધલીલા કરી છે. ભગવાન પોતે (ભક્તોના) સર્વ કર્મોમાં પ્રવેશ કરે છે, તે કર્મોને પોતાનાં કર્મો કરે છે અને તેમાંથી ભક્તોને છોડાવે છે.[19] ભગવાન પ્રકટ થઈ એ પ્રમાણે ન કરે તો ભક્તોનો નિરોધ ન થાય. જેમ કાષ્ઠની બહાર રહેલો પ્રકટ અગ્નિ કાષ્ઠમાં પ્રવેશ કરે નહિ ત્યાંસુધી કાષ્ઠની અંદર રહેલો અગ્નિ પણ કાષ્ઠને બાળી શકતો નથી તેમ ભગવાન પ્રપંચમાં સર્વત્ર હોવા છતાં, જ્યાંસુધી પ્રકટ થઈ પ્રપંચમાં પ્રવેશ કરે નહિ ત્યાંસુધી પ્રપંચનો લય થતો નથી. તેથી ભક્તોના પ્રપંચનો લય કરવા અને તેઓની પોતામાં આસક્તિ કરવા માટે જ ભગવાને પ્રકટ થઈ સર્વ લીલાઓ કરેલી છે.[20]

૩. હવે આપણે પ્રકરણાર્થ જોઈએ. દશમસ્કંધનાં મુખ્ય પાંચ પ્રકરણો છે.

चतुर्भिश्च चतुर्भिश्च चतुर्भिश्च त्रिभिस्तथा ॥
षड्भिर्विराजते योऽसौ पञ्चधा हृदये मम ॥१॥[21]

**ચારથી, ચારથી, ચારથી, ત્રણથી અને છથી, એ પ્રમાણે પાંચ રીતે જે મારા હૃદયમાં બિરાજે છે તે (ભગવાનને હું નમન કરું છું).**

આ પાંચ પ્રકરણો કહેલાં છે, તે નીચે પ્રમાણે છેઃ—

(૧) પહેલું પ્રકરણ **ચાર** અધ્યાયનું (અધ્યાય ૧ થી ૪). આ પ્રકરણમાં ભગવાન શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ થએલ હોવાથી આ **જન્મપ્રકરણ** કહેવાય છે.

(૨) બીજું પ્રકરણ **ચારથી** એટલે ચાર અવાંતર (પેટા પ્રકરણો)નું બનેલું છે, અને તે દરેક અવાંતર પ્રકરણ સાત સાત અધ્યાયોનું છે. તેથી આ બીજું પ્રકરણ ૨૮ અધ્યાયોનું (૫ થી ૩૨નું) બનેલું છે. આ તામસપ્રકરણ કહેવાય છે; કારણ કે તામસ

---

૧૬. શ્રીસુબોધિની ૧૦.૧૧.૪૮. ૧૭. શ્રીસુબોધિની ૨.૧૦.૧. ૧૮. શ્રીસુબોધિની દશમસ્કંધ પ્રારંભ કારિકા ૧૫.૧૬. ૧૯. શ્રીસુબોધિની ૧૦.૨૫.૩. ૨૦. શ્રીસુબોધિની દશમસ્કંધ પ્રારંભ કારિકા. ૧૬થી ૧૮. ૨૧. શ્રીસુબોધિની દશમસ્કંધ પ્રારંભ કારિકા. ૨.

ભક્તોનો નિરોધ કરવા માટે આ પ્રકરણમાં કહેલી લીલાઓ ભગવાને કરેલી છે. અવાંતર પ્રકરણો અનુક્રમે પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ પ્રકરણો છે.

(૩) ત્રીજું પ્રકરણ ઉપરના બીજા પ્રકરણ પેઠે જ **ચારથી** એટલે દરેક સાત સાત અધ્યાયનાં ચાર અવાંતર પ્રકરણોનું એટલે ૨૮ અધ્યાયોનું છે. પૂર્વાર્ધના ૩૩ થી ૪૯ અને ઉત્તરાર્ધના પહેલા ચૌદ અધ્યાયનું છે, આ **રાજસપ્રકરણ** કહેવાય છે; કારણ કે રાજસ ભક્તોનો નિરોધ કરવા ભગવાને આ પ્રકરણમાં કહેલી લીલાઓ કરેલી છે.

(૪) ચોથું પ્રકરણ **ત્રણથી** એટલે દરેક સાત સાત અધ્યાયનાં એવાં ત્રણ અવાંતર પ્રકરણોનું છે, એટલે ઉત્તરાર્ધના અધ્યાય ૧૫ થી ૩૫ સુધીના ૨૧ અધ્યાયોનું છે. આ પ્રકરણ **સાત્ત્વિકપ્રકરણ** કહેવાય છે, કારણ કે સાત્ત્વિક ભક્તોનો નિરોધ કરવા માટે ભગવાને આ પ્રકરણમાં કહેલી લીલાઓ કરેલી છે. પ્રમેય, સાધન અને ફલ, એ ત્રણ આનાં અનુક્રમે અવાંતર પ્રકરણો છે. સાત્ત્વિકોને પ્રમાણની અપેક્ષા નથી, તેથી રાજસ અને તામસ પેઠે આમાં અવાંતર પ્રમાણ પ્રકરણ નથી.

(૫) પાંચમું પ્રકરણ **છથી** એટલે ઉત્તરાર્ધના ૩૬ થી ૪૧ સુધીના છ અધ્યાયોનું છે. તેમાં ભગવાનના ઐશ્વર્ય વિગેરે છ ગુણોનું (દરેક અધ્યાયમાં એક એક ગુણનું) પ્રતિપાદન કરેલું હોવાથી તે **ગુણપ્રકરણ** કહેવાય છે.

આ પ્રમાણે દશમસ્કંધના ૮૭ (પૂર્વાર્ધના ૪૬ + ઉત્તરાર્ધના ૪૧) અધ્યાયોનાં પાંચ પ્રકરણો છે. આ સ્કંધમાં અગીઆરમા અધ્યાય પછી બ્રહ્માના પ્રસંગના ત્રણ અધ્યાયો છે તે પ્રક્ષિપ્ત (ક્ષેપક) છે, તેથી તે ગણવામાં આવતા નથી.

**તામસપ્રમેયપ્રકરણ**ના અધ્યાયો ૧૨ થી ૧૮ થયા. આ તામસપ્રકરણનું બીજું અવાંતર **પ્રમેયપ્રકરણ** છે. આની પહેલાં તામસપ્રમાણપ્રકરણ અધ્યાય ૫ થી ૧૧ સુધીનું આવી ગયું. તેમાં ભગવાને જે લીલાઓ કરી તેથી તામસ ભકતોનો ભગવાનમાં **પ્રેમ** ઉત્પન્ન થયો. આ પ્રકરણની લીલાઓથી ભગવાનમાં તેઓની **આસક્તિ** થાય છે. આ પછીના તામસસાધનપ્રકરણમાં (અધ્યાય ૧૯ થી ૨૫માં) કહેલી લીલાઓથી તેઓનું ભગવાનમાં **વ્યસન** સિદ્ધ થાય છે, અને તે પછીના તામસ ફલપ્રકરણ(અધ્યાય ૨૬ થી ૩૨)માં ભગવાન તેઓને **ફલનું** દાન કરે છે.

**सर्वतस्त्वधिकः स्नेहः पूर्वत्र विनिरूपितः ॥**
**आसक्तिस्तु द्वितीये तु तृतीये व्यसनं मतम् ॥**
**फलप्राप्तिश्चतुर्थे हि सिद्धो रोधश्चतुर्विधः ॥**[२२]

પૂર્વત્ર એટલે પહેલાં, તામસપ્રકરણના અવાંતર પહેલા પ્રકરણમાં સર્વથી અધિક સ્નેહનું (પ્રેમનું) નિરૂપણ કરવામાં આવ્યું છે, બીજામાં આસક્તિનું અને ત્રીજામાં વ્યસનનું નિરૂપણ કરવામાં આવેલું છે. ચતુર્થ અવાંતર પ્રકરણમાં ફલની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે ચાર પ્રકારનો નિરોધ તામસ ભક્તોનો આ તામસપ્રકરણમાં થએલ છે.

આ બીજા અવાંતર પ્રકરણનો અર્થ વેણુગીત(ગુજરાતી)માં પૃષ્ઠ ૯૫–૯૬માં આપેલો હોવાથી અહીં આપતા નથી.

---

૨૨. તત્ત્વાર્થદીપનિબંધ ૩.૧૦. ૫૯ થી ૬૦.

૪. અધ્યાયોના અર્થનો વિચાર ઉપર સામાન્ય રીતે આવી ગયો છે. શ્રીસુબોધિનીમાં પણ દરેક અધ્યાયનો અર્થ અધ્યાયના આરંભમાં કારિકાથી કહેલ છે.

**બારમા** અધ્યાયમાં ભગવાને દેહાધ્યાસરૂપ ધેનુકને મારી ભક્તોના દેહાધ્યાસને મટાડયો છે.

**તેરમા** અધ્યાયમાં ભગવાને કાલિયનો નિગ્રહ કરી ભકતોના ઇંદ્રિયોના અધ્યાસને મટાડેલ છે.

**ચોદમા** અધ્યાયમાં ભગવાને દાવાગ્નિનું પાન કરી ભક્તોના પ્રાણાધ્યાસને મટાડેલ છે.

**પંદરમા** અધ્યાયમાં ભગવાને પ્રલંબનો વધ કરી ભક્તોના અંતઃકરણના અધ્યાસને મટાડેલ છે.

**સોળમા** અધ્યાયમાં ભગવાને બીજા દાવાગ્નિનું નિવારણ કરી સ્વરૂપવિસ્મૃતિ દોષનું નિવારણ કરેલ છે.

**સત્તરમા** અધ્યાયમાં ભગવાને મુખ્યત્વે વયસ્યો(મિત્રો)નો નિરોધ કરેલો છે.

**અઢારમા** અધ્યાયમાં ભગવાને મુખ્યત્વે સ્ત્રીઓનો નિરોધ કરેલો છે.

આ બારથી સત્તર સુધીના અધ્યાયોમાં અનુક્રમે ભગવાનના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય, એ છ ગુણો(ધર્મો)નું નિરૂપણ કરવામાં આવેલું છે અને અઢારમા અધ્યાયમાં ધર્મીનું નિરૂપણ કરવામાં આવેલું છે.

૫. વાકયાર્થ, ૬. શબ્દાર્થ અને ૭.પદાર્થ, એ ત્રણે શ્રીસુબોધિનીમાં આપેલ છે, એટલે તે સંબંધી અહિં કાંઈ કહેવાપણું નથી.

આ અનુવાદ સંબંધી કાંઈક જણાવું તો તે અસ્થાને નહિ ગણાય. ભાઇ **ચુનીલાલ પરીખે** આ છ અધ્યાયોના શ્રીસુબોધિનીનો અનુવાદ લખી આપવા મને જણાવ્યું. વાક્‌પતિ શ્રીમદ્વૈશ્વાનરાચાર્યચરણની વાણીનો અનુવાદ કરવો, એ કાર્ય ઘણું કઠિન છે. કોઈ કોઈ સ્થલે લેખ અને પ્રકાશમાં પણ જૂદા જૂદા અર્થો જણાવેલા હોય છે. આવું કઠિન કાર્ય કરવાની મારી શક્તિ નથી, એ હું બરાબર જાણું છું; છતાં ચુનીલાલભાઈની ઇચ્છાને અધીન થઈ એ કાર્ય કરવાનો મેં આ પ્રયાસ કરેલો છે. તેમાં ત્રુટિઓ ઘણી હશે જ, પરંતુ તેનાથી જો કોઈને કાંઈક પણ શ્રીમદાચાર્યચરણની વાણીનો ભાવાર્થ સમજાશે તો મારો પ્રયાસ સફલ થયો માનીશ.

શ્રીમહાપ્રભુપ્રાકટયોત્સવ
શ્રીવલ્લભાબ્દ ૪૬૨. સંવત્ ૧૯૯૬.
રાજકોટ સદર. (કાઠીઆવાડ)

**નાનુલાલ નારાયણદાસ ગાંધી.**

॥ श्रीगोकुलेशो विजयते ॥

# શ્રી સુબોધિનીજી

## શ્રીમદ્ભાગવત દશમસ્કન્ધ પૂર્વાર્ધ.

## (તામસપ્રમેયપ્રકરણ અ.૧૨ થી ૧૮.)



### ॥ अथ द्वादशोऽध्यायः ॥ અધ્યાય બારમો.



**यशोदानंदयोरेवं निरोधः सुनिरूपितः ।**
**गोपालानां निरोधोऽत्र सस्त्रीकाणां निरूप्यते ॥१॥**

**કારિકાર્થઃ—એવી રીતે યશોદા અને નંદના નિરોધનું સારી રીતે નિરૂપણ કર્યું. અહીં (આ પ્રકરણમાં) સ્ત્રીઓ સહિત ગોપાલોના નિરોધનું નિરૂપણ કરવામાં આવે છે. કા.૧.**

ગયા પ્રકરણમાં એટલે તામસપ્રમાણપ્રકરણમાં (દશમસ્કંધ પૂર્વાર્ધ અધ્યાય ૫ થી ૧૧ સુધીમાં) યશોદા અને નંદના નિરોધનું સારી રીતે નિરૂપણ કરેલ છે. એ ગયા પ્રકરણમાં પણ પ્રસંગવશાત્ બીજાઓના (ગોપ અને ગોપીઓના) નિરોધનું નિરૂપણ કરેલું છે, પણ યશોદા અને નંદ એ બેના નિરોધનું સારી રીતે એટલે મુખ્યપણાથી નિરૂપણ કરેલું છે; હવે **અહીં** એટલે આ **તામસપ્રમેયપ્રકરણ** (અધ્યાય ૧૨ થી ૧૮ સુધી)માં ગોપાલો અને તેમની સ્ત્રીઓના નિરોધનું **સારી રીતે** એટલે મુખ્યપણાથી નિરૂપણ કરવામાં આવે છે.

**मध्यमोयं समस्तानां निरोधः परिकीर्त्यते ।**
**पञ्चधैवानुभावोऽत्र दुष्टनिग्रहरूपवान् ॥२॥**

**આ સર્વનો મધ્યમ નિરોધ કહેવામાં આવે છે. દુષ્ટોના નિગ્રહરૂપી પાંચ પ્રકારનો અહીં પ્રભાવ (કહેવામાં આવે છે). કા.૨.**

ગોપોનો એટલે ભગવાનના મિત્રોનો અને તેઓની સ્ત્રીઓ એટલે ગોપીઓનો અહીં જે નિરોધ મુખ્યપણાથી કહેવામાં આવે છે તે મધ્યમ છે. આ પહેલાંના પ્રકરણમાં તેમનો જે નિરોધ પ્રસંગવશાત્ કહેલ છે, તેથી વધારે સારી રીતે અથવા મુખ્ય રીતે તેઓનો નિરોધ અહીં કહેવામાં આવે છે, છતાં આવતા તામસસાધન (અધ્યાય ૧૯ થી ૨૫)પ્રકરણમાં આથી પણ વિશેષ સારી રીતે તેઓનો નિરોધ વર્ણવવામાં આવશે; તેથી આ પ્રકરણમાં તેઓના જે નિરોધનું વર્ણન કરવામાં આવે છે તે મધ્યમ પ્રકારનો છે. આ પ્રકરણમાં (પહેલા પાંચ ૧૨ થી ૧૬ અધ્યાયમાં) **દુષ્ટોના**

**નિગ્રહરૂપી ભગવાનનો પાંચ પ્રકારનો પ્રભાવ કહેવામાં આવે છે.**

(૧) ધેનુકાસુર, (૨) કાલિયનાગ, (૩) પ્રથમ દાવાગ્નિ, (૪) પ્રલંબાસુર અને (૫) બીજો દાવાગ્નિ એ પાંચેનો ભગવાને નિગ્રહ કર્યો, એ આ પ્રકરણના પહેલા પાંચ (૧૨ થી ૧૬) અધ્યાયમાં અનુક્રમે કહેવામાં આવશે. અવિદ્યાના પાંચ પર્વ (ભાગ) છે. (૧) દેહાધ્યાસ; (૨) ઇંદ્રિયાધ્યાસ; (૩) પ્રાણાધ્યાસ; (૪) અંતઃકરણાધ્યાસ; (૫) સ્વરૂપનું વિસ્મરણ. દેહાધ્યાસ એટલે દેહ જ આત્મા છે એવી ભ્રાંતિ. (૧) ધેનુકાસુર આ દેહાધ્યાસરૂપ છે; (૨) કાલિયનાગ ઇંદ્રિયાધ્યાસરૂપ છે; (૩) પહેલો દાવાગ્નિ પ્રાણાધ્યાસરૂપ છે; (૪) પ્રલંબાસુર અંતઃકરણાધ્યાસરૂપ છે અને (૫) બીજો દાવાગ્નિ સ્વરૂપના વિસ્મરણરૂપ છે. આ પાંચે દુષ્ટોના નિગ્રહરૂપ એટલે આ પાંચે અવિદ્યાના પર્વનો નાશ કરનાર ભગવાનના પ્રભાવનું અહીં નિરૂપણ કરેલું છે. શ્રીકૃષ્ણોપનિષત્‌માં કહેલું છે કે "લોભ ક્રોધ વિગેરે દૈત્યો છે."[1] તે પ્રમાણે આ પાંચે અવિદ્યાનાં પર્વોએ ધેનુકાસુર વિગેરે દૈત્યોનું રૂપ લીધેલું; તેઓનો નિગ્રહ કરી ભગવાને અવિદ્યાનો નિરાસ કર્યો, એ ભગવાનના પ્રભાવનું અહીં નિરૂપણ કરેલું છે.

**आध्यात्मिकीमविद्यां वै दूरीकर्तुं तथा कृतिः ।**
**तदर्थं क्रमतोऽध्याया उभयेषां तथा द्वयम् ॥३॥**
**स्नेहाधिक्यसुसिद्ध्यर्थं**

**આધ્યાત્મિકી અવિદ્યાને દૂર કરવા માટે જ તેવી ( ભગવાનની ) કૃતિ (થઈ). તે માટે ક્રમથી (પાંચ) અધ્યાયો (કહ્યા). ઉભયનો અધિક સ્નેહ સારી રીતે જણાવવા તેવી જ રીતે બે (અધ્યાયો કહ્યા.)** કા.૩½.

ભગવાને એવી રીતે ધેનુક, કાલિયનાગ, પ્રથમ દાવાગ્નિ, પ્રલંબ અને બીજા દાવાગ્નિનો નિગ્રહ કર્યો, એ ભગવાનની કૃતિ એટલે કાર્ય નિશ્ચય આધ્યાત્મિકી અવિદ્યાને દૂર કરવા માટે જ હતું. વ્રજમાં રહેલ સાધારણ ગોપો અને તેમની સ્ત્રીઓની આધ્યાત્મિકી અવિદ્યા દૂર કરવા માટે જ ભગવાને એ પાંચેનો નિગ્રહ કર્યો. સૂક્ષ્મ શરીરના અધ્યાસરૂપ અવિદ્યા તે **આધ્યાત્મિકી અવિદ્યા**. આધિભૌતિકી અવિદ્યારૂપ પૂતના હતી, તેનો નાશ ભગવાને પ્રથમ કર્યો છે. હવે તેઓની સૂક્ષ્મ અથવા લિંગ શરીરના અધ્યાસરૂપ એટલે આધ્યાત્મિકી અવિદ્યાનો નાશ કરવા આ ધેનુક વિગેરે પાંચેનો ભગવાન નિગ્રહ કરશે. ભગવાનની લીલામાં ઉપયોગી થાય તેવા દેહના અધ્યાસરૂપ અવિદ્યા તે આધિદૈવિકી અવિદ્યા. આ અવિદ્યા તો ભગવાનની લીલામાં ઉપયોગી હોવાથી તેનો નાશ કરવાનો છે જ નહિ. તેથી આ આધ્યાત્મિકી અવિદ્યાના પાંચ પર્વરૂપ ધેનુક વિગેરે પાંચેનો ભગવાન નિગ્રહ કરે છે, તે અહીં પ્રથમ પાંચ (૧૨ થી ૧૬) અધ્યાયોમાં અનુક્રમે કહેવામાં આવશે. ત્યાર પછીના બે (૧૭ અને ૧૮) અધ્યાયોમાં અનુક્રમે મુખ્યપણાથી ભગવાનના મિત્રો અને સખીઓ

---

૧ શ્રીકૃષ્ણોપનિષત્ શ્લો.૯.

અથવા સ્વામિનીઓ એ ઉભયના નિરોધનું નિરૂપણ કરવામાં આવશે. સાધારણ વ્રજવાસીઓના નિરોધથી મિત્રોનો અને સ્વામિનીઓનો નિરોધ આવી રીતે જૂદો વર્ણવ્યો છે. સાધારણ વ્રજવાસીઓ કરતાં મિત્રો અને સ્વામિનીઓનો સ્નેહ વિશેષ હતો, એમ જણાવવા તેઓનો નિરોધ આવી રીતે સાધારણ વ્રજવાસીઓના નિરોધ કરતાં જૂદો વર્ણવ્યો છે.

**स्नेहान्तो मध्यमः स्मृतः ।**
**प्रथमं द्वादशेध्याये देहाध्यासो हि धेनुकः ॥४॥**

**મધ્યમ (નિરોધ) સ્નેહફલવાળો મનાએલો છે. પ્રથમ બારમા અધ્યાયમાં ધેનુક દેહાધ્યાસ છે. કા.૪.**

સ્નેહ જેનું ફલ છે તે નિરોધ મધ્યમ મનાએલો છે. અહીં 'સ્નેહ' શબ્દ આસક્તિના અર્થમાં યોજાએલો છે, કારણ કે આ પહેલાંના પ્રમાણપ્રકરણમાં ભગવાન માટે સ્નેહ થયો છે. તેથી સ્નેહફલવાળો નિરોધ તો પહેલાં પ્રમાણપ્રકરણમાં થઈ ગયો છે. આ પ્રકરણમાં ભગવાનમાં આસક્તિ થાય છે અને આવતા સાધનપ્રકરણ( અધ્યાય ૧૯ થી ૨૫ )માં વ્યસન થશે. તેથી જ નિબંધમાં કહેલું છે કે " સર્વથી અધિક સ્નેહનું પહેલામાં નિરૂપણ કરેલું છે, બીજામાં આસક્તિનું, અને ત્રીજામાં વ્યસનનું નિરૂપણ કહેલું છે, અને ફલની પ્રાપ્તિ ચોથા પ્રકરણમાં (અધ્યાય ૨૬ થી ૩૨માં) કહેલી છે. એવી રીતે ચાર પ્રકારનો નિરોધ થએલો છે."[1]

અહીં સુધી આ તામસપ્રમેયપ્રકરણનો અર્થ કહેલો છે. તામસપ્રમાણપ્રકરણમાં પાંચમા અધ્યાયમાં કહેલા નંદમહોત્સવથી, છઠ્ઠા અધ્યાયમાં વર્ણવેલા પૂતનાથી થએલ ભયથી, સાતમા અધ્યાયમાં વર્ણવેલા કૌતુકોથી, આઠમા અધ્યાયમાં ગર્ગાચાર્યે કહેલાં વચનોથી, નવમા અધ્યાયમાં દામોદરલીલામાં ભગવાને દર્શાવેલ મુગ્ધભાવથી, દશમા અધ્યાયમાં ભગવાને કરેલ અતિ આશ્ચર્યકારક યમલાર્જુનના ભંગથી અને અગીઆરમા અધ્યાયમાં ભગવાને કરેલા વત્સાસુર તથા બકાસુરના ઘાતથી સર્વ વ્રજવાસીઓને ભગવાનમાં સ્નેહ થયો હતો. તેથી ત્યારપછીના આ પ્રકરણમાં તેમને પ્રમેય (ભગવાન)ની સંપત્તિ અથવા હૃદયમાં પ્રાપ્તિ થઈ અને તેથી તેમની ભગવાનમાં આસક્તિ થઈ, તેનું આ પ્રકરણમાં વર્ણન કરવામાં આવે છે.[2] વ્રજજનોને પ્રમેય (ભગવાન)ની પ્રાપ્તિ થએલી હોવાથી આ **તામસપ્રમેયપ્રકરણ** કહેવાય છે. તેથી આ પ્રકરણમાં ભગવાને સાધનની અપેક્ષાવિના પોતાના **પ્રમેયબલ**થી નિરોધ કરેલો છે.

હવે આ પ્રકરણના પહેલા એટલે બારમા અધ્યાયનો અર્થ કહે છે. આરંભમાં બારમા અધ્યાયમાં **ધેનુક દેહાધ્યાસ છે**. આ અધ્યાયમાં પ્રથમ ( શ્લો. ૫ થી ૮) લીલાના સંબંધવાળી વસ્તુઓના સ્વરૂપનું જ્ઞાન ભગવાન કરાવે છે, અને ત્યારપછી દશ રસવાળી લીલાનો અનુભવ ( શ્લો. ૯ થી ૧૮ ) કરાવે છે. આવી રીતે દશ રસવાળી

૧. તત્ત્વદીપનિબંધ ૩. ૧૦. ૫૯-૬૦. ૨. તત્ત્વદીપનિબંધ ૩. ૧૦. ૫૭ થી ૫૯.

લીલાનો અનુભવ થવાથી તેઓનો (ભગવાનમાં) ભાવ ઉત્પન્ન થયા પછી, તેમને દેહ વિગેરે સર્વનું વિસ્મરણ થયું એમ જ કહેવું યોગ્ય છે. વળી આ દેહ વિગેરેનું વિસ્મરણ તે વખતને માટે જ થયું એમ કહેવું યોગ્ય નથી, પણ સર્વકાલને માટે તેમને દેહ વિગેરેનું વિસ્મરણ થયું એમ જ કહેવું જોઈએ. તેથી આ દશ રસવાળી લીલાના અનુભવ પછી ધેનુકના વધનું નિરૂપણ કરવામાં આવે છે, તેથી દેહના વિસ્મરણનું નિરૂપણ કરેલું છે એમ જ કહેવું જોઈએ. ધેનુકનો વધ (નાશ) એટલે દેહનું વિસ્મરણ, તેથી ધેનુક એટલે દેહના વિસ્મરણનો અભાવ અર્થાત્ દેહનું સ્મરણ અથવા દેહાધ્યાસ. તેથી ધેનુક એ દેહાધ્યાસરૂપ દૈત્ય હતો. ધેનુકથી જૂદો કોઈ દેહાધ્યાસ ન હતો, તેથી ધેનુકના વધથી તેમનો દેહાધ્યાસ ગયો અને તેથી પછી તેમને દેહની સ્મૃતિ ન રહી.

અધ્યાસ તો અવિદ્યાથી જ થાય એવો નિયમ છે એમ કેટલાક માને છે. "દુર્જનને પણ સંતોષ થાઓ" એવા ન્યાયથી એવા દુરાગ્રહીઓને કહેવું કે તમારો એ નિયમ માટે આગ્રહ જ હોય તો આ ધેનુકને જ તેવો (અવિદ્યારૂપ) માનો, કારણ કે દેહાધ્યાસ હોય તેને આવશ્યક (જરૂરી) દેહનાં કર્મો માટે પ્રવૃત્તિ થવાથી ભગવાનના ભજનમાં પ્રતિબંધ (વિઘ્ન) થાય છે. દેહાધ્યાસનું કાર્ય એ છે કે દેહનાં જરૂરી કર્મોમાં પ્રવૃત્તિ કરાવવાના કારણથી ભગવાનના ભજનમાં વિઘ્ન કરવું. ધેનુક આવી જ રીતે ભગવાનના ભજનમાં વિઘ્ન કરતો હતો. ગોપો ધેનુકના વનમાં જઈ અમુક પ્રકારે ભગવદ્‌ભજન કરવા ઇચ્છતા હતા; તે પ્રકારે ભગવાનનું ભજન કરવા માટે ધેનુકના વનમાં જવું જરૂરી હતું. ધેનુક તેઓને પોતાના વનમાં આવવા દેતો નહિ અને તેથી કરી તેઓ જે પ્રકારે ભગવાનનું ભજન કરવા ઇચ્છતા હતા તેમાં વિઘ્ન કરતો હતો. ધેનુક બહુ વીર્યવાળો હતો. (શ્લો. ૨૩.) વળી માણસોનો આહાર કરતો હતો. (શ્લો. ૨૪.) આવા બહુવીર્યવાળા અને માણસોનો આહાર કરનારા ધેનુકના વનમાં જે જાય તેનું અનિષ્ટ થવાનો સંભવ રહે છે, તેથી ભગવાનને તેવા ભયના સ્થાનમાં જવાની વિજ્ઞાપના કરવી એ તેમનામાં પ્રેમ હોવાથી વિરુદ્ધ છે. છતાં ગોપો ધેનુકના વનમાં જવાની ભગવાનને પ્રેમથી વિજ્ઞપ્તિ કરે છે, (શ્લો. ૨૦.) તેનું કારણ એ જ છે કે જે રીતે ભગવાનનું ભજન કરવા તેઓ ઇચ્છતા હતા તેમાં ધેનુક વિઘ્ન કરતો હતો. વળી ગોપો જે રીતે ભગવાનનું ભજન કરવા ઇચ્છતા હતા તે રીતે તેઓ પોતાનું ભજન કરે તે ભગવાનને પણ ઇષ્ટ હતું. એમ અહીં (શ્લો. ૨૦માં) શ્રીદામા નામનો જે ગોપ ભગવાનને આવી વિજ્ઞપ્તિ કરવામાં મુખ્ય હતો તેને રામ અને કેશવનો સખા (મિત્ર) કહ્યો તેથી સૂચવેલું છે. તેથી ધેનુક દેહાધ્યાસરૂપ હતો, કારણ **કે દેહના ધર્મમાં પ્રવૃત્તિ કરાવવાના નિમિત્તને લીધે જે ભજનમાં વિઘ્ન કરે તે દેહાધ્યાસ.** મરણ કરનાર રાક્ષસથી દૂર ભાગવું એ દેહનો ધર્મ. તેમાં ગોપોની પ્રવૃતિ કરાવી એટલે તેઓને પોતાથી દૂર રાખી, પોતાના વનમાં પ્રવેશ કરવા ન દઈ, ધેનુક તેમને તે ઇચ્છતા હતા તેવા પ્રકારે ભગવાનનું ભજન કરવામાં વિઘ્ન કરતો હતો. તેથી તેના આ કાર્યથી પણ એવો જ નિર્ણય થાય છે કે તે **દેહાધ્યાસ** જ હતો.

**तद्वधो ज्ञानपूर्वो हि फलावधि निरूप्यते ।**
**कालीय इन्द्रियाण्याहुर्विषयास्तद्विषं मतम् ॥५॥**

**કારણ કે જ્ઞાનપૂર્વક ફલ (પ્રાપ્તિ) સુધી તેના વધનું નિરૂપણ કરવામાં આવે છે. કાલિય ઇંદ્રિયો (છે એમ) કહે છે અને વિષયો (એ) તેનું (કાલિયનું) વિષ (છે એમ) ગણાય છે. કા.૫.**

જ્ઞાનપૂર્વક, ફલની પ્રાપ્તિ થઈ ત્યાં સુધી ધેનુકના વધનું નિરૂપણ કરેલું છે. આવી રીતે તેના વધનું નિરૂપણ કરેલું છે, તેથી પણ તે દેહાધ્યાસ હતો એમ સિદ્ધ થાય છે. જેમ તત્ત્વજ્ઞાન સ્વભાવથી જ દેહાધ્યાસનો નાશ કરે છે, અને તત્ત્વજ્ઞાન થાય ત્યારે દેહાધ્યાસ અવશ્ય છૂટે જ છે, તેમ ભગવાનની લીલાના (શ્લો. ૮ થી ૧૮) જે રસનો ગોપોને અનુભવ થયો તે અનુભવના સ્વભાવથી તેવી અમુક પ્રકારની લીલાના રસનો અનુભવ કરવાની તેમની તીવ્ર ઇચ્છા થઈ, અને તેથી પોતાની ઇચ્છેલી લીલામાં ધેનુક વિઘ્ન કરે છે, એ જ ધેનુકનો ધર્મ તેમને જણાયો. તે સિવાયના બીજા તેના ધર્મો (તે બહુ વીર્યવાળો અને માણસોનો આહાર કરનાર છે તે ધર્મો) દેખાતા હતા, છતાં ભગવાનને વનમાં જવાની વિજ્ઞપ્તિ કરવામાં તે આડા ન આવ્યા, અને તેમણે ધેનુકના વનમાં જવાની ભગવાનને વિજ્ઞપ્તિ કરી અને તેથી ધેનુકનો નાશ થયો. જેમ આત્મા ઉપર ઘણો અનુરાગ થતાં તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેથી દેહાધ્યાસનો નાશ થાય છે તેમ ભગવાન ઉપર ઘણો અનુરાગ થતાં ભગવાનની લીલાના રસનો અનુભવ થાય છે અને તેથી પણ દેહાધ્યાસનો નાશ થાય છે, કારણ કે ભગવાન આત્મસ્વરૂપ છે, અને રસરૂપ પણ છે તેમાં કાંઈ શંકા જ નથી. ગોપોને ભગવાન ઉપર ઘણો અનુરાગ થતાં, ભગવાનની લીલાના રસનો તેમને અનુભવ થયો અને તેથી ધેનુકનો નાશ થયો.

આ ધેનુકનો વધ જ્ઞાનપૂર્વક છે. પ્રથમ જ્ઞાન થયું અને પછી ધેનુકનો વધ થયો. લીલાના સંબંધવાળા તરુ (વૃક્ષ) વિગેરે પદાર્થોનું જ્ઞાન (શ્લો. ૫ થી ૮) અને દશ રસવાળી લીલાનો અનુભવ (શ્લો. ૯ થી ૧૮) એ જ્ઞાન. તરુઓ વિગેરે લીલાના પદાર્થોનું જ્ઞાન ભગવાન બલદેવને કરાવે છે છતાં બીજાઓ પણ તે પ્રસંગે તેનું શ્રવણ કરે છે, તેથી તેઓને પણ તે જ્ઞાન થાય છે. આવું જ્ઞાન થયા પછી ધેનુકનો વધ થએલ છે. જેમ તત્ત્વજ્ઞાનથી દેહાધ્યાસનો નાશ થાય જ, તેમજ ભગવાનની લીલાના રસના અનુભવથી પણ દેહાધ્યાસનો નાશ થાય જ. તેવી રીતે અહીં ધેનુકનો નાશ થએલ હોવાથી પણ તે દેહાધ્યાસરૂપ હતો એમ સિદ્ધ થાય છે.

આ ધેનુકના વધનું ફલની પ્રાપ્તિ સુધી નિરૂપણ કરેલું છે. દેહાધ્યાસ નષ્ટ થતાં ઘણો ઉંચો અધિકાર પ્રાપ્ત થતાં જે ફલની પ્રાપ્તિ થાય તેવું જ ફલ પણ ગોપોને મળેલ છે. ધેનુકના વધથી તરત જણાતું ફલ તો તાલના ફલનું ભોજન અને ભયનો અભાવ છે (શ્લો. ૪૦.); પણ વસ્તુતઃ દેહાધ્યાસ દૂર થવાથી તેમણે વિષવાળા શ્રીયમુનાના જલનું પાન કરી પ્રાણ તજ્યા (શ્લો. ૪૯); ત્યારે ભગવાને પોતાની અમૃત વરસાવતી દૃષ્ટિથી તેઓને સજીવન કરી નવા જ્ઞાનપૂર્ણ અલૌકિક દેહની તેમને પ્રાપ્તિ કરાવી.

આ ફલ તેમને દેહાધ્યાસ મટવાથી પ્રાપ્ત થએલ છે અને તેથી આ ફલની પ્રાપ્તિ સુધી આ વર્ણન કરેલું છે.

કાલિયનાગ ઇન્દ્રિયોરૂપ હતો, અને તેનું વિષ વિષયોરૂપ હતું. જેમ સર્પના વિષથી મરણ થાય છે તેમ વિષયોમાં રચીપચી રહેતી ઇન્દ્રિયોથી પણ મરણ થાય છે. તેથી કાલિય ઇન્દ્રિયોરૂપ હતો અને તેનું વિષ વિષયોરૂપ હતું એમ કહેલ છે.

**ततः सर्वविनाशः स्यादित्यन्ते मरणाभिधा ।**
**ततश्चेज्जीविताः सर्वे पुनर्देहान्तरस्थितिः ॥६॥**

**તેથી સર્વનો વિનાશ થાય, તેથી છેવટે મરણ કહેલું છે. પછી જો સર્વને ફરી જીવાડવામાં આવે તો બીજા દેહની પ્રાપ્તિ (થઈ હોવી જોઈએ.) કા.૬.**

આધ્યાત્મિકી અવિદ્યા દૂર કરવા ધેનુક વિગેરેનો ભગવાને નિગ્રહ કરેલ છે એમ પ્રથમ કહેલ છે, તેથી આધ્યાત્મિક દેહ વિગેરેનો અધ્યાસ મટાડવાનો છે. આધ્યાત્મિક દેહ એટલે લિંગશરીર અથવા સૂક્ષ્મશરીર. તેથી પ્રાકૃત લિંગશરીરનો અધ્યાસ અહીં મટાડવાનો છે, તેથી જ આગળ ગોપો કાલિયના વિષવાળાં યમુનાજલનું પાન કરે છે ત્યાં ( શ્લો.૪૯ ) તેઓને "દૈવે હણેલા ચિત્તવાળા" કહેલા છે.

કાલિય ઇન્દ્રિયોરૂપ હતો અને તેનું વિષ વિષયોરૂપ હતું. તેથી જેમ વિષયોમાં રચીપચી રહેલી ઇંદ્રિયોથી મરણ થાય તેમ આ કાલિયના વિષવાળા જલના પાનથી મરણ થાય. તેથી "ગોપો સર્વે વિષવાળા જલનું પાન કરી મરણ પામ્યા" એમ કહેલું છે. તેમના લિંગશરીરનો પણ નાશ થયો એમ દર્શાવવા તેઓને "દૈવે હણેલા ચિત્તવાળા" કહેલા છે. આવા મરણ પછી તે બધાને પુનઃ ભગવાન પોતાની અમૃત વરસાવતી દૃષ્ટિથી જીવતા કરે છે. તે બધા ફરી જીવતા થાય છે ત્યારે તેમને જે દેહની પ્રાપ્તિ થાય છે તે પ્રારબ્ધ કર્મથી ઉત્પન્ન થએલ દેહ નહોતો, કારણ કે તેમના લિંગશરીરનો પણ નાશ થએલ તેથી પ્રારબ્ધ કર્મનો નાશ થએલ, તેથી તેમને જે નવો દેહ પ્રાપ્ત થયો તે પ્રારબ્ધ કર્મથી ઉત્પન્ન થએલો હોઈ શકે જ નહિ; તેથી તેમને નવા જ દેહની પ્રાપ્તિ થઈ. લીલામાં રહેલા ભક્તોનાં જીવન વિગેરે સર્વ અલૌકિક હોવાથી અદૃષ્ટથી ઉત્પન્ન થએલ હોતાં નથી, એમ જણાવવા આ સર્વ કહેલ છે.

લીલામાં રહેલ ભક્તોનાં જીવન વગેરે અદૃષ્ટથી ઉત્પન્ન થએલ ન હોય તો કાલિયના વિષવાળાં યમુનાજલનું પાન કર્યા પહેલાંના આ ભક્તોના દેહો અદૃષ્ટથી ઉત્પન્ન થએલા હતા કે નહિ, એ પ્રશ્ન ઉદ્ભવે છે. વસ્તુતઃ તેઓના પહેલાંના દેહો પણ અદૃષ્ટથી ઉત્પન્ન થએલા નહોતા, પરંતુ અલૌકિક જ હતા, ભગવાને જેમ લીલામાં રહેલ તરુ વિગેરેનું સ્વરૂપ ( શ્લોક ૫ થી ૮ ) બલદેવ વિગેરેને પોતાની વાણીથી જણાવ્યું તેમ આ ગોપોનું સ્વરૂપ હાલના જીવોને પોતાની કૃતિથી જણાવવા માટે, પ્રથમ તેઓમાં લૌકિક ભાવનું સ્થાપન કર્યું, અને પછી તેઓના દેહાધ્યાસ વિગેરેનો નાશ કરી તેઓને અલૌકિક દેહ પ્રાપ્ત કરાવ્યો. વસ્તુતઃ તેઓ લીલાના જીવો હોવાથી તેઓમાં

સદા ભગવદ્ભાવ જ હતો, ભગવદ્ભાવવિનાનો કોઈ ભાવ તેઓમાં કોઈ સમયે ન હતો જ; પણ હાલના જીવોને તેઓનું સ્વરૂપ જણાવવા જ ભગવાને તેઓમાં પ્રથમ લૌકિક ભાવનું સ્થાપન કરેલું અને પછી તેઓને નવા અલૌકિક દેહની પ્રાપ્તિ કરાવી.

કારિકાર્થ સંપૂર્ણ.

આ પ્રમાણે આ અધ્યાયનો અર્થ કહ્યો. હવે શ્લોકાર્થનો પ્રારંભ કરવામાં આવે છે. જ્ઞાનનું નિરૂપણ કરતાં પહેલાં ભગવાને (૧) દેશની શુદ્ધિ, (૨) વનમાં પ્રવેશ અને (૩)વનમાં ક્રીડા કરવાનું મન કર્યું, એમ પહેલા ત્રણ શ્લોકથી અનુક્રમે કહેલું છે. વન સાત્ત્વિક હોવાથી વનમાં જ જ્ઞાન થાય.[1] વળી વનમાં ઉદ્વેગ પણ થાય નહિ, તેથી ત્યાં ક્રીડા કરવાનું મન થયું એ કહેવાનું છે; અને ગામથી જૂદા પ્રકારથી[2] વનમાં પ્રવેશ કરવાનો છે; તેથી ( આ પ્રકરણમાં કહેલી ) ભગવાનની મધ્યમ લીલામાં[3] આરંભમાં દેશશુદ્ધિ કહેલી છે, કારણ કે વૃંદાવનમાં ઘણા દૈત્યો[4] હતા. તેથી પ્રથમ શ્લોકમાં દેશની શુદ્ધિ કહે છે.

---

૧. આ અધ્યાયમાં જ્ઞાનપૂર્વક ધેનુકના વધનું નિરૂપણ કરવાનું છે. તેથી જ્ઞાનનું નિરૂપણ કરવાનું છે છતાં દેશની શુદ્ધિ, વનપ્રવેશ વિગેરેનું પ્રથમ નિરૂપણ કરવામાં આવે છે કારણ કે, જ્ઞાન વનમાં જ થાય છે. "જ્ઞાન સત્ત્વમાંથી થાય છે" અને "વન સાત્ત્વિક વાસ છે." તેથી જ્ઞાન વનમાં જ થાય છે એમ કહેલું છે. (**પ્ર**)

વનમાં જતાં રસ્તામાં જ્ઞાન થતું નથી, એમ દર્શાવવા "વનમાં જ જ્ઞાન થાય" એમ કહેલ છે. વનમાં જતાં માર્ગમાં વનમાં કરવાનાં સત્કાર્ય થઈ શકે તેમ હોવા છતાં બીજા કોઈ મળી આવે એવું સંભવે છે અને તેથી (મનમાં) ઉદ્વેગ થાય, પણ વનમાં એવી રીતે ઉદ્વેગ થતો નથી, તેથી વન જ સાત્ત્વિક ગણાય છે. (**લે**)

૨. ત્રીજા શ્લોકમાં "વન જોઈને ભગવાને રમણ કરવા મન કર્યું" એમ કહેલ છે. વનપ્રવેશ થઈ ગયા પછી એ સંભવે, તેથી વનપ્રવેશ ન વર્ણવ્યો હોત તો પણ ત્રીજા શ્લોકના અર્થથી સમજાત જ, છતાં બીજા શ્લોકમાં વનપ્રવેશનું નિરૂપણ કરેલું છે; કારણ કે આ પહેલા અગીઆરમા અધ્યાયમાં પણ ૩૮મા શ્લોકથી વનલીલા વર્ણવેલી છે; પરંતુ તે ગામની નજીકની જ છે એટલે તે ગામના સંબંધવાળી જ ગણાય. અહીં તો તેથી જૂદા પ્રકારની એટલે કેવલ વનની જ લીલા કહેવાની છે, તેથી ગામથી જૂદા પ્રકારથી વનમાં પ્રવેશ કર્યો તેનું નિરૂપણ જરુરી છે. (**લે**)

૩. તામસપ્રકરણના પ્રમાણ, પ્રમેય અને સાધન, એ ત્રણ અવાંતર પ્રકરણોમાં વ્રજજનોને અનુક્રમે પ્રેમ, આસક્તિ અને વ્યસનની સિદ્ધિ થયાનું નિરૂપણ કરેલું છે, એમ નિબંધમાં કહેલ છે, તેથી આ પ્રમેય–અવાંતર પ્રકરણમાં આસક્તિ સિદ્ધ થવાની જે લીલા કરી તે મધ્યમ લીલા થઈ. (**યો**) ૪. મધુ દૈત્યનું વન તે મધુવન તેમાં તેની પુત્રી વૃંદાનું આ **વૃંદાવન** હોવાથી તેમાં ઘણા **દૈત્યો** હતા. (**લે**)

---

(**પ્ર**) દશદિગન્ત વિજયી શ્રીપુરુષોત્તમજી મહારાજ વિરચિત **પ્રકાશ**.

(**લે**) ગોસ્વામી શ્રીવલ્લભજીકૃત **લેખ**. (**યો**) ભગવદીય લાલુભટ્ટજીની **યોજના**.

